ભગિનીસમાજ પત્રિકામાળા નં. ૨૩-૨૪.

# સ્ત્રીઓની નવા યુગની વાતો

અથવા

(સ્ત્રીઓની વાતો હવે બદલાવી જોઇએ.)



લેખકઃ—અમૃતલાલ સુંદરજી પઢીયાર.

પ્રકાશકઃ—કરસનદાસ જે. ચીતલીયા,
ભગિની સમાજના મંત્રી,
ઠે. સર્વન્ટ્સ્ ઑફ ઇન્ડિયા સોસાઇટી,
ગિરગામ, મુંબઈ.



સપ્ટેમ્બર ૧૯૧૭.

કિંમત રૂ. ૦-૨-૦

# ભગિનીસમાજ કારોબારી મંડળ.

પ્રમુખ—**સૌ. શારદા સુમંત મહેતા,** બી. એ.
ઉપ પ્રમુખ—**સૌ. લેડી લક્ષ્મીબાઈ જગમોહનદાસ.**
,, **મિસિસ જાઈજી જહાંગિર પીટીટ.**
ટ્રેઝરર—**સૌ. અવંતીકાબાઈ ગોખલે.**
જો. સેક્રેટરી—**સૌ. સુરજબ્હેન મણીલાલ.**
,, **મિસિસ રતનબાઈ પાવરી.**
,, **રા. કરસનદાસ જે. ચિતલીયા.**

---

## હેતુ.

સ્ત્રીજાતિની ઉન્નતિ થાય એવા પ્રયાસ કરવા અને સ્ત્રીજાતિનીં ઉન્નતિ માટે પ્રવૃત્તિ કરતી સંસ્થાઓને યથાશક્તિ સહાયભૂત થવું.

---

## સાધન.

પત્રિકામાળા, પુસ્તકો પ્રસિદ્ધ કરી તેનો ફેલાવો કરવો.
વ્યાખ્યાનમાળાની જુદે જુદે સ્થળે ગોઠવણ કરવી.
સ્ત્રીશિક્ષણવર્ગોને મદદ કરવી અને વધારવા.
ભગિનીભાવથી સમાજસેવા કરવી અને બીજાંને તેમ કરવા ઉત્તેજન આપી અનુકૂળતા કરી આપવી.

---

## સભાસદ.

ગુજરાતી ભાષા બોલનાર કોઇ પણ વ્યકિત, જે સ્ત્રીજાતિના ઉત્કર્ષ માટે પોતાના સમય, સાધન અને શકિતનો **સંગીન** ઉપયોગ કરી, ભગિની ભાવથી સમાજસેવા કરવા ઉત્સુક હશે તે, **કારોબારી મંડલની સંમતિથી,** ભગિની સમાજનાં કાર્યવાહક, સલ્હાહકાર, કે સહાયક સભાસદ, યા શુભેચ્છક થઈ શકશે.

# સ્ત્રીઓની વાતો હવે બદલાવી જોઈએ.



સ્ત્રીઓના સ્વભાવનું એક રહસ્ય એ છે કે, તેઓને વાતો સિવાય ચાલે તેમ નથી, એ માટે જૂના કવિઓએ એમ કહેલું છે કે,—

**દોહરો.**

કાગા વહાલું કુંભજલ, સ્ત્રીને વહાલી વાત,
બ્રાહ્મણને ભોજન ભલું, ગધ્ધા વહાલી લાત.

મતલબ કે સ્ત્રીઓને વાતો સાંભળવાનો અને વાતો કહેવાનો અતિશય શોખ હોય છે. તેથી કેટલાક લોકો કંટાળી જાય છે, અને પોતાના કુટુંબની સ્ત્રીઓને વારે વારે ધમકાવ્યા કરે છે, અને કહે છે કે, હવે તમારો અધ્યાય પૂરો કરો તો સારૂં, કારણકે તમારી વાતોથી અમે કંટાળીજઈએ છીએ. આવી રીતે ઘણી સ્ત્રીઓને ધમકાવવી પડે છે અને વાતો કરતાં અટકાવવી પડે છે.

બહુજ થોડા બોલી અને જેને વાતો સાંભળવી ન ગમે, તથા વાતો કરવી ન ગમે, તેવી સ્ત્રીઓ તો હજારમાં કોઈકજ હોયછે. બાકી તો સૌ સ્ત્રીઓને કુદરતી રીતે વાતો સાંભળવી બહુજ ગમે છે, અને બીજાઓની પાસે વાતો કરી બતાવવાનું એ કરતાં પણ વધારે ગમે છે, અને તે એટલી હદ સુધી કે ઘણી સ્ત્રીઓ તો પોતાની ખાનગીમાં ખાનગી વાતો પણ બીજી સ્ત્રીઓની આગળ કહી દેછે. જે પોતાના અંગત સ્નેહી હોય તેની આગળ પેટ ખોલીને વાતો કરવી તે જૂદી વાત છે, જે પોતાને દીલાસો આપી શકે તેમ હોય તેની આગળ વાતો કરવી એ જૂદી વાત છે, જે કંઈક રસ્તો બતાવી શકે તેમ હોય તેની આગળ પેટ ખોલીને વાતો કરવી તે જૂદી વાત છે, જે આપણા સુખ દુઃખમાં ભાગ લઈ શકે તેમ હોય તેની પાસે વાતો કરવી એ જૂદી વાત છે, અને એવું કંઈ પણ ન કરી શકે તેની

આગળ પણ ગમે તેવી વાતો કર્યાં કરવી એ જૂદી વાત છે. એટલુંજ નહિ પણ મેં તો એમ પણ જોયેલું છે કે, ઘણી સ્ત્રીઓ વાત કરવાની એટલી બધી શોખીન હોય છે કે પોતાના એ શોખમાં ને શોખમાં અને પોતાની એ ટેવને લીધે ન કહેવા જેવી વાતો પણ પોતાના વિરોધીઓ પાસે કહી દેય છે. તેથી પરીણામ એ થાય છે કે, પોતાની આબરૂ જાય છે, કુટુંબમાં ક્લેશ થાય છે, અને પોતાના મનમાં ધકકા વાગ્યાં કરે છે. અને યાદ રાખજો કે આવા બનાવો તેઓની જીંદગીમાં કોઈ વખતજ બને છે તેમ નથી, તેવા બનાવો તો એવી સ્ત્રીઓના નસીબમાં લખેલાજ હોય છે. એ બીચારીઓ એવી જાતની ભૂલો કર્યાંજ કરે છે.

સ્ત્રીઓની અંદર વાતો સાંભળવાની અને વાતો કરવાની જે પ્રબળ ઇચ્છા રહેલી છે, તેનો તેઓના અજ્ઞાનપણાને લીધે બહુ દુરૂપયોગ થાય છે તેથી કંટાળીને ઘણા લેખકો, ઘણા કવિઓ, ઘણા વકતાઓ કહે છે કે સ્ત્રીઓની અંદર એક મોટો અવગુણ એ છે કે, તેઓ બોલવાની બાબતમાં પોતાની જીભને વશ રાખી શકતી નથી, તેથી તેઓ જ્યાં ત્યાં ભાંગરો વાટયા કરે છે અને રજનું ગજ કર્યાં કરે છે. પણ મને એમ લાગે છે કે, સ્ત્રીઓના એ સ્વભાવનો જો લાભ લીધો હોય, સ્ત્રીઓના એ ઉત્સાહનો જો સદ્ ઉપયોગ કર્યો હોય, અને વાતુડાપણાની સ્ત્રીઓની ટેવને જો યોગ્ય રસ્તે કેળવેલી હોય તો તેમાંથી ઘણું કામ થઈજાય તેમ છે. કારણકે લાખો રૂપીઆની જાહેર ખબરો ફેલાવવાથી જે કામ ન થઈ શકે તે કામ સ્ત્રીઓની જીભથી થઈ જાયછે.

અમારા ચક્રમ કવિ એમ કહેતા હતા કે, જો તમારે કોઈ પણ વાત ગામમાં ફેલાવી દેવી હોય તો બેચાર સ્ત્રીઓને કહી દો, અને એમાં જરા એમ ઉમેરીને કહે જો કે, આ વાત ખાનગી રાખવા જેવી છે અને પછી જોઈ લ્યો મજા! આજના વખતમાં નવી ખબરો ફેલાવવા માટે છાપાના સાધનો છે, ટેલીફોન અને તારની સગવડો છે અને વળી વાયરલેસ ટેલીગ્રાફની પણ સગવડો છે; છતાં પણ એ બધા સાધનો મારફત જેટલું

કામ થઈ શકે તે કરતાં સ્ત્રીઓની જીભ મારફત અને સ્ત્રીઓના વાતુડા સ્વભાવ મારફત બહુજ સહેલાઇથી, વધારે કામ થઈ શકે તેમ છે. માટે સ્ત્રીઓના વાતુડા સ્વભાવને વખોડવાની જરૂર નથી પણ જો તેનો લાભ લેતાં આવડે તો તે રસ્તે પણ દેશની ઘણી મોટી સેવા કરી શકાય તેમ છે. આ સાંભળીને કેટલાક માણસોને એમ લાગશે કે આતે તમે શું કહો છો ? એમ કેમ બની શકે ? કારણકે અમેતો એમ જોયેલું છે કે જ્યારે બે ચાર સ્ત્રીઓ સાથે મળીને વાતો કરવા બેસે છે ત્યારે કોઈનાં ઘર ભાંગીને ઉઠેછે. સ્ત્રીઓની વાતોમાંથી ઝેર વધેછે, સ્ત્રીઓની વાતોમાંથી લડાઇ ટંટા થાય છે, સ્ત્રીઓની વાતોમાંથી દુનીયા પરનો મોહ વધે છે, સ્ત્રીઓની વાતોમાંથી કામ ક્રોધના પ્રસંગ ઉત્પન્ન થાય છે અને સ્ત્રીઓની વાતોમાંથી કોઇને કોઇ પ્રકારની ખરાબીજ થાય છે, એને બદલે સ્ત્રીઓની વાતોમાંથી ભલું થઇ શકે અને દેશની સેવા થઇ શકે એ વાત કેમ બની શકે ? પણ યાદ રાખજો કે આવી જાતનાં વિચારો ધરાવવા એ એક બાજુની વાત છે; પણ દરેક બાબતને અને દરેક બનાવને બે બાજુ હોય છે, તેમજ સ્ત્રીઓમાં વાતુડા સ્વભાવની પણ બીજી બાજુ છે અને તે એ કે જ્યારે સુંદર, નાજુક, સદ્‌ગુણી જુવાન સ્ત્રીઓ અગર અનુભવી વૃધ્ધ સ્ત્રીઓ ભભક ભરેલી રીતે, અલંકારી ભાષામાં, મીઠું મરચું ભભરાવીને, હાવભાવ સાથે રસિકતાથી વાતો કરે છે ત્યારે એ વાતોથી ઘણા માણસોના ઉપર જાદુના જેવી અસર થાય છે. એટલુંજ નહિ પણ તેઓની એવી સારી વાતોથી પણ ઘણી બાબતોમાં મોટી ઉથલપાથલ કરી શકાય-છે, આવું સ્ત્રીઓની વાતોમાં બળ છે માટે એ બળનો લાભ લેવો જોઇએ અને એ લાભ લેવાની કુંચી એ છે કે " સ્ત્રીઓની વાતો હવે બદલાવી જોઇએ " જેમકે:--

સ્ત્રીઓમાં હમણાં કઈ જાતની વાતો થાય છે તે તમને ખબર છે ? ઘણા ભાઇયોને એ વાતની ખબર હોય છે છતાં પણ વધારે સ્પષ્ટ કરવાની ખાતર જણાવવું જોઇએ કે સ્ત્રીઓમાં હમણાં વધુ ભાગે નિંદાની વાતો થાય છે, ખાવાપીવાની વાતો થાય છે, દાગીનાની વાતો થાય છે, કઢી બગડવાની અને અથાણું બગડવાની થાય છે, નાતોમાં જમવાજવાની વાતો થાય છે,

છોકરાંઓને જલદી જલદી પરણાવવાની વાતો થાય છે, સાસુના દુઃખોની વાતો થાય છે, વહુના વગોણાની વાતો થાય છે, દેરાણી જેઠાણીના કજીઆની વાતો થાય છે, નંણંદ ભાજાઇના વેરની વાતો થાય છે, પોતાની ગરીબાઇની વાતો થાય છે, પોતાના અને બીજાઓના રોગની વાતો થાય છે, ઘરસંસારી બહુજ નજીવી નજીવી કુથલીની વાતો થાય છે, નવું જીવન નહિ આપનારા મંદિરોની કે દર્શનની વાતો થાય છે અને ખાસ કરીને મરણના અફસોસની વાતો તથા રોવા કુટવાની વાતો થયા કરે છે. એ સિવાય વ્હેમની ભુત પ્રેતની વાતો થાય છે, સરાવણા સરાવવાની વાતો થાય છે અને ભવિષ્યની ફીકરોની તથા નજીવા નજીવા ભયને મોટા મોટા ભય તરીકે બતાવવાની વાતો થયા કરે છે. યાદ રાખજો કે જ્યાં સુધી આવી વાતો થયા કરે ત્યાં સુધી સ્ત્રીઓની સ્થિતિ કંઈ સુધરી શકે તેમ નથી કારણકે આવી જાતની વાતો કરનારી કંઈ થોડી સ્ત્રીઓ નથી પણ દેશના દરેક ભાગમાં કરોડો સ્ત્રીઓ આવીજ જાતની વાતોમાં રહી ગયેલી હોય છે, માટે જો સ્ત્રીઓને આગળ વધારવી હોય અને દેશમાં નવું જીવન લાવવું હોય તો સ્ત્રીઓની વાતો બદલવી જોઇએ. કારણકે સ્ત્રીઓના સ્વભાવની અંદરજ વાતોનું તત્વ રહેલું છે, સ્ત્રીઓની પ્રકૃતિજ રસમય વાતોથી ભરેલી છે અને સ્ત્રીઓના સ્વરની મીઠાશ તથા સ્ત્રીઓમાં રહેલું કુદરતી આકર્ષણ તેઓને વાતો કરવા માટે ઉશ્કેરે છે, એટલે સ્ત્રીઓ વાતો કર્યાં વિના રહી શકે તે બનવા જોગ નથી. મુંગી રહેવા માટે તેઓ સરજાયેલજ નથી એટલે તેઓને વાતો તો જોઇશેજ, માટે હવે તેઓની વાત કરવાની દિશા બદલાવી જોઇએ અને હાલમાં જે જાતની વાતો કરે છે તેને બદલે કંઇક નવીજ જાતની વાતો કરતાં તેઓ શીખે એમ થવું જોઇએ. જો એમ કરી શકાય તો સ્ત્રીઓની અને દેશની મોટામાં મોટી સેવા કરેલી ગણાય.

### "હવે કઈ જાતની વાતો થવી જોઇએ?"

હમણાં સામાન્ય સ્ત્રીઓમાં અને ગામઠી સ્ત્રીઓમાં કઈ જાતની વાતો થાય છે એતો આપણે જાણ્યું. હવે આપણે એ જાણવું જોઇએ કે ત્યારે સ્ત્રીઓમાં કઈ જાતની વાતો થવી જોઇએ. એ માટે મને તો એમ લાગે છે કે સ્ત્રીઓની અંદર હવે સ્વદેશ પ્રેમની વાતો થવી જોઇએ, દેશ

સેવાની વાતો થવી જોઇએ, કેળવણી વધારવાની વાતો થવી જોઇએ, સમૃદ્ધી વધારવાની વાતો થવી જોઇએ, દેશના આગેવાનોના ગુણુ ગાન ગાવાની વાતો થવી જોઇએ, મુસાફરીના શોખની અને પરદેશ જવાની વાતો થવી જોઇએ, તંદુરસ્તીની વાતો થવી જોઇએ, રાજકીય હીલચાલોની વાતો અને હીંમતની તથા બહાદુરીની વાતો થવી જોઇએ; એટલુંજ નહિ પણ દેશમાં તથા દુનીયામાં જે જે ઉથલપાથલ થાયછે તેની વાતો થવી જોઇએ; જમાનો બદલાતો જાય છે તેની વાતો થવી જોઇએ, ધર્મ સુધારણાની વાતો થવી જોઇએ, સાંકડી નીતિને બદલે ઉદાર નીતિની વાતો થવી જોઇએ, સંસાર સુધારાને વધાવી લેવાની વાતો થવી જોઇએ, પ્રજાના હકની વાતો થવી જોઇએ, સભાઓના હેવાલોની વાતો થવી જોઇએ, અમલદારોની રીતભાતની વાતો થવી જોઇએ, નવી નવી શોધોની વાતો થવી જોઇએ અને પ્રભુને ખાતર પોતાના સ્વાર્થનો ભોગ આપવાની વાતો થવી જોઇએ. જ્યારે એમ થશે ત્યારેજ ખરેખરો ફાયદો થશે અને ત્યારેજ દેશમાં નવું જીવન આવી શકશે. માટે સ્ત્રીઓમાં હાલ કઈ જાતની વાતો થાય છે અને તેને બદલે કઈ જાતની વાતો થવી જોઇએ એ સબંધી આપણે હજી ઘણી હકીકતો જાણવી જોઇએ. કારણકે જરા ઈસારામાં સમજી જાય એવી હજી આપણી બ્હેનોની સ્થિતિ નથી. તેઓને તે તો જરી લંબાણુ કરીને તથા ઘણી જાતના દાખલા દલીલો આપીને સમજાવીએ ત્યારેજ સમજી શકે તેમ છે. માટે એ બાબત હજી વધારે સ્પષ્ટ કરવાની જરૂર છે.

ગામડાઓમાં અને શહેરોમાં અજ્ઞાન સ્ત્રીઓ જ્યારે સાથે મળે છે ત્યારે કઈ જાતની વાતો કરે છે અને કેળવાયેલી સ્ત્રીઓ પોતાના ઘરમાં અગર સભાઓમાં જ્યારે સાથે મળે છે ત્યારે તેઓ કઈ જાતની વાતો કરે-છે તેના નમુના આપણે જાણવા જોઇએ.

## ચીભડાનો કટકો અને શેઠાણીનો લટકો

અમારા પાડોશમાં નવીકાકી હતાં તેને ઘરે ચીભડા ટાણામાં એક ચીભડું આવ્યું તેની નાની ચીર કરીને પોતાના ત્રણ છોકરાને ખાવા આપ્યુ

અને તેઓને ભલામણ કરી કે જાઓ, બહાર જઇને કાકુડાના દેખતાં ખાઓ પણ એ છોકરો કે તેની બેન પ્રેમલી તમારી પાસે માગે તો તમે આપશોમાં ને તેને કહે જો કે 'હું તો ચીભડું ખાઉં છું—તારી પાસે છે?' એમ કહીને તેને કજીઓ કરાવજો. આ પ્રમાણે છોકરાંઓને શીખામણ આપીને ફળીઆમાં બાજુના ઘરમાં પોતાની જેઠાણીના છોકરાઓ રહેતાં હતાં તેને ચીડવવા માટે પોતાનાં છોકરાંને મોકલ્યાં.

હવે વીચાર કરો કે જ્યાં નવી કાકીના વિચારો આવા હોય ત્યાં તેની જેઠાણી કંઈ કાચી હોય ખરી કે? નહિજ. તે એકને બદલે દસ સંભળાવે એવી હતી એટલે એ ચીભડાના કટકામાંથી નવી શેઠાણીને કેવા લટકા મટકા કરવાં પડયાં તે વર્ણવી બતાવવાની શું કંઈ જરૂર છે? શું તમે અજ્ઞાન સ્ત્રીઓના ઘર સંસારની વાતોથી એટલાં બધાં અજ્ઞાન છો કે તમને આવી વાતો વિસ્તાર પૂર્વક કહેવી પડે? નહિ હું તેમ માનતો નથી. માટે નવી કાકીના પોતાની જેઠાણી સાથેના કજીયાની વાતો હવે આટલેથીજ બંધ કરીએ છીએ.

હવે તેને બદલે એવા પ્રસંગોએ કેળવાયેલી ભલી સ્ત્રીઓ કેવી રીતે વર્તે છે અને કઈ જાતની વાતો કરે છે એ પણ જરા જોઇએ.

શારદા બ્હેનને ત્યાં મુંબઇથી હાફૂસની કેરીનું પાર્સલ આવ્યું ત્યારે તે કરંડીયો ખોલીને તેમાંથી સારી સારી કેરીઓ સમારીને પોતાના દીકરા ધીરજલાલને કહ્યું કે, ધીરૂ ભાઇ! આ કેરીની ચીરો પાડોશીનાં છોકરાંને આપો. એ વખતે ધીરૂ ભાઇને કેરી ખાવાનું બહુ મન થઈ ગયું. તેથી તે પાંચ વરસનો છોકરો કેરીની એક ચીર પોતાને હાથે ઉપાડવા લાગ્યો ત્યારે તેની માએ કહ્યું કે દીકરા! એવી ઉતાવળ કરાય કે? પ્રથમ આપણા પાડોશીઓનો ભાગ પાડવો જોઇએ અને પછી આપણાથી ખવાય. સૌને આપ્યા પહેલાં એકલા એકલા ખાઇ જઈએ તો પાપ લાગે, તે મામાની શીખામણ ભુલી ગયો કે? આ બધી કેરી તારે માટેજ છે. પાડોશીના છોકરાંને તો તેમાંથી થોડી થોડી આપવાની છે તેમ છતાં એટલી બધી અધીરાઈ કેમ કરે છે? કાલે કૃષ્ણલાલને ઘરેથી તારે સારૂ સુરતની બરફી આપી

ગયા હતા તે ભુલી ગયો કે ? આજે સવારે વૃજલાલને ઘેરથી ઘ્રંઉને પોંક આવ્યો હતો તે ભુલી ગયો કે ? પરમ દીવસે ચીમનલાલભાઇને ત્યાંથી ગાયની બળી આવી હતી તે કોણે ખાધી હતી ? તે બધાઓને આપ્યા વગર ખવાય નહિ. દીકરા ! બીજાઓને આપીએ એતો દ્વાલ બાંધીએ છીએ. એકલો એકલો ખાય તે તો રાક્ષસ કહેવાય. સૌનો ભાગ પાડીને પછી ખાવું જોઇએ. તને કેરી બહુ ભાવે છે તે હું જાણું છું. તે માટે તો તારે સારૂ છેક મુંબઇથી કેરી મંગાવી છે. પણ બહુ ભાવે તે સારૂ કરીને કંઈ આટલી બધી ઉતાવળ કરાય ? અને પોતાના સોબતીઓને આપ્યા પહેલા કંઈ ખવાય કે ? એ સાંભળીને ધીરૂભાઇના નાનાભાઈ છોટુલાલે કહ્યું કે માજી હું ફીકી બ્હેનને ઘેર આપી આવું ? એ સાંભળીને શારદા બાઇએ પોતાના દીકરાને કહ્યું કે " જોયું આ તારાથી નાનો છોકરો પણ આટલો વિવેક સમજે છે અને તું એક કેરીની ચીર ખાવા સારૂ આટલો બધો ઉતાવળો થાય છે એ કેટલું બધું ખોટું કહેવાય " એ સાંભળીને ધીરૂભાઈ શરમાઇ ગયા. હાથમાં લીધેલી કેરીની ચીર પાછી થાળીમાં મુકી દીધી અને માએ કહ્યું તે ઠેકાણે કેરી આપવા દોડ્યો.

## " મારા વાલીઆ સારૂ ચાર પગવાળી વહુ ગોતવી છે. "

અમારા પાડોશમાં એક ફઇબા હતાં, તે પોતાના સાત વરસના વાલજી નામના છોકરાને વારે વારે કહેતાં હતાં કે ' વાલીયા ! તારે સારૂ મારે ચાર પગાળી વહુ ગોતવી છે હોઁ ? ' લાંબા લાંબા કાનવાળી વહુ કેવી સારી લાગે ? મજાનું પૂંછડું પણ જોઇએ હોં ! જમની ! સાંભળ્યું કે મારા વાલીયા સારૂં તો હું ચાર પગવાળી વહુ લાવીશ. " છોકરો આ સાંભળીને ચીડાય ત્યારે ફઇબા કહેતાં કે તું તો એજ લાગનો છે, તને તો પુંછડાવાળીજ વહુ જોઇએ. " જે માતા પોતાના છોકરાની સાથે આવી વાતો કરે તે છોકરો માને શણગારવામાં અને તેને ગાળો દેવામાં પણ બાકી રાખે ખરો કે ? તે વખતે વાલીયો ચીઢાયો ને ગમે તેમ બોલવા લાગ્યો ત્યારે તેની માએ તેની ઉપર બહુ હેત કરીને કહ્યું કે ચાર પગવાળી વહુ ન જોઇતી હોય તો તને એક પગે લુલી, એક આંખે કાણી, કાને બહેરી ને ખુંધી છોકરી

પરણાવશું પછી કંઈ છે ? જેમ જેમ ફુઈબા આવી વાતો કરે તેમ તેમ છોકરો વધારે ચીડાતો જાય અને પોતાની માને વધારે વધારે ગાળો દેતો જાય એ જોઇને મા ખડખડ હસે અને પોતાની પાડોશણ સામે જોઇને રાજી થાય. એ વખતે પાડોશણ કહે કે "તમારો વાલીયો તો તોફાની છે, તેને તો તેના હાડકા ભાંગે એવી વહુ પરણાવજો." આ જાતની વાતો વધારે લંબાવવાની કંઈ જરૂર છે ? અને આવી વાતો શુ કોઈકજ ઠેકાણે થાય છે ? હવે વીચાર કરો કે આવી જાતની વાતો થાય એ શું દીલગીરીની વાત નથી ? અને એવી વાતોમાં શું સુધારા કરવાની જરૂર નથી ? હવે તેને બદલે બીજો.

**કેળવાયેલી સ્ત્રીનો દાખલો જૂઓ:—**

રમણલાલ બાવીસ વરસની ઉમરનો હતો, તેના ત્રણ ચાર દોસ્તોના લગ્ન થયાં એટલે તેની પણ એવી ઇચ્છા થઈ કે હવે મારાં લગ્ન થાય તો ઠીક. એ વાત તેની માના જાણવામાં આવી ત્યારે તેની મા શાંતિબાઇએ કહ્યું કે "દીકરા ? તારો અભ્યાસ પુરો કર પછી લગ્નની વાત. હમણાં જો તારાં લગ્ન કરશું તો અભ્યાસ રખડી પડશે. લગ્ન કરવા તો જ્યારે વિચાર હશે ત્યારે થઈ શકશે પણ અભ્યાસની આવી અનુકુળ ઉમર વારેવારે મળવાની છે કે ? તું જો લગ્નની જંજાળમાં પડીશ તો તારૂં ભવિષ્ય ટુંકું થઇ જશે અને તારૂં નસીબ નાનું થઈ જશે. જરાક ઉતાવળ કરીને પોતાના કીસ્મતને શા માટે ટુંકું કરી નાખવું જોઇએ ? દીકરા ! હું તો તને મોટો માણુસ થયેલો જોવા ઇચ્છું છું કે તું એલ. એલ. બી. થયા પછી લગ્ન કરીશ તો તારી બાયડીને વધારે સુખી કરી શકીશ અને જો હમણાં લગ્ન કરીશ તો કારકુનગીરીમાં રહી જઇશ. તારે માટે ઘણે ઠેકાણેથી માગા આવે છે પણ હજી મને કોઈ છોકરી ગમતી નથી. મારા રમણ સારૂ મને તો સ્વર્ગની સુંદરી જોઈએ છીએ. દીકરા ! તને ખબર છે કે મારૂં શરીર માંદુસાજું છે અને ઘરનો બોજો મને ઉપાડવો પડે છે. મને હવે એક મદદ કરનારની જરૂર છે. તારી વહુ આવે તો મારૂં અડધું કામ ઓછું થાય પણ હું મારા એ સ્વાર્થને દુર રાખું છું અને તારા સુખની ખાતર હું વધારે પડતો ભાર ઉપાડું છું. તે સામે તું જોતો નથી અને લગ્ન માટે ઉતાવળ

કરે છે, એ કેટલું બધું ખોટું કહેવાય ! તારા જેવા કેળવાયેલા જુવાની-યાઓએ તો મનને વધારે અંકુશમાં રાખતાં શીખવું જોઇએ અને લગ્નની બાબતમાં જેમ બને તેમ ધીરજ રાખવી જોઇએ. સારામાં સારી કન્યા મળે તોજ પરણવું જોઇએ અને પોતાની સ્ત્રીને પોતાના પ્રમાણમાં વધુમાં વધુ કેમ સુખી કરી શકાય એ વાતનો ખાસ ખ્યાલ રાખવો જોઇએ.

એ પછી શાંતિબાઇએ પોતાની પાડોશણ લલીતાને કહ્યું કે "લલીતા! મારા રમણ સારૂ મારે તો એવી સુંદર કન્યા ગોતવી છે કે જેને જોઇને તમે બધાં ખુશી ખુશી થઈ જાઓ. મારા દીકરાને જેવી તેવી વહુ હોય નહિ, ભલે વાર લાગે પણ હુંતો મારા દીકરા સારૂ રૂડી, રૂપાળી ભણેલી ગણેલી અને તંદુરસ્ત બૈરી શોધીશ. હમણાં રમણભાઇના માગા તો ઘણા આવે છે પણ મનમાની વહુ ન મળે ત્યાં સુધી કરવા મારો વિચાર નથી, મારાં સાસુ તો ઘણુંએ કહે છે કે હવે તારાથી કામ બનતું નથી માટે ભાઇની વહુ લાવીએ એટલે તને મદદગાર થાય પણ આપણા એકલાના હિત સામું કેમ જોવાય ? આપણે તો પ્રથમ આપણા છોકરાના સુખ સામું જોવું જોઇએ, કેમ ખરૂં કે નહિ ?"

ત્યારે તે પાડોશણે કહ્યું કે "ખરી વાત છે, છોકરાંઓના સુખ સામેજ પહેલાં જોવું જોઇએ. ગમે તેવા વર સાથે છોકરીને શા માટે આપીએ કે ગમે તેવી વહુ શામાટે લાવીએ ? મારી દીકરીઓ મોટી થઈ છે તેથી ન્યાતમાં લોકો વાતો કરે છે પણ મેં તો ઠરાવ કીધેલો છે કે જ્યાં સુધી લાયક વર મળે નહિ ત્યાં સુધી છોકરીઓનાં લગ્ન કરવાં નથી. મારાં મા કહે-છે કે 'દીકરીની જાતને કેટલોક વખત રાખી શકાય?' પણ મને તો મારી દીકરીઓ ઉપર વિશ્વાસ છે એટલે હુંતો એવી ખોટી ઉતાવળ કરીશ નહિ, અને તમને પણ ભલામણ કરૂંછું કે જો તમારા રમણલાલને મોટો માણસ બનાવવો હોય તો લગ્નની વાતમાં ઉતાવળ કરશો નહિ."

## પુરીબાઈની મંદીરની વાતો

અમારા પુરીડોશી રોજ મંદિરમાં દર્શન કરવા જાય છે ત્યાંથી દર-રોજ કંઈક ને કંઈક નવી નવી વાતો સાંભળીઆવે છે અને તે વાતો

પોતાના ફળીયામાં સૌની આગળ મરીમસાલો ભેળવીને વિસ્તાર પૂર્વક કહી બતાવે છે. એ વાતો તમારે જાણવી છે ? કંટાળો લાગે તો માફ કરજો પણ પુરીડોશી જેવી સ્ત્રીઓ હજી આપણા દેશમાં કરોડો છે માટે તેઓને અણુગમતી વાતો પણ આપણુને કહેવી પડશે.

પુરીબાઈ મંદિરમાંથી આવીને કહે છે કે "જેઠીબાઈ, નાનીની વાત સાંભળી કે ? એ તો બહુ ખરાબ—એણે પોતાના જેઠના દીકરાને ધંતુરો ખવરાવ્યો હતો અને પોતે પેલા વૃજવાસી સાથે ઘરાસાર ચાલી ગઈ. મને તો એ વાતની ખબર નહિ, આજે મંદિરમાં જમનાબાઇએ એ વાત કહી ત્યારે ખબર પડી કે એ એવી છે."

એ પછી બીજે દિવસે બીજાં દર્શન કરી આવીને પુરીબાઇએ કહ્યું કે "રામલી, બીજી વાત સાંભળી કે ? તેણે તો * છોકરૂં * * કાલે તેને ઘરે પોલીસ ફોજદાર આવ્યો હતો. તે તો આપણા ભીતરીયાના ભાઇનું નામ દેય છે. જુલમ છે ના ?

ત્રીજે દીવસે મંદિરમાં દર્શન કરી આવીને ત્યાંથી નવું ન્યુસપેપર સાંભળી આવે છે કે આજે છગનભાઇની વહુ અને મગન ભાઇની વહુ લડી-પડ્યાં, વાતમાં કંઇ માલ ન હોતો. છગનભાઈની વહુની બ્હેન તેને તેડવા આવેલી છે. તેને સારૂ ખાવાનું સારૂં કર્યું નહિ, એ કજીયો હતો. પેલી કહે કે 'મારી બ્હેન સારૂ તમે કંઇ કરતા નથી અને તમારી બ્હેન આવે ત્યારે રોજ લાડવા લાપસી કરીને ખવરાવો છો.' એ વાતમાંથી મોટો કજીયો થયો અને છગનભાઇની વહુ વાવમાં પડવા ચાલી. ત્યાંથી માંડ માંડ પાછી-વાળી. જુઓ તો ખરા વરઘોડો !

એ પછી ચોથે દીવસે પુરીબાઇ મંદિરમાંથી નવા તાજા ખબર લઇઆવે છે કે આપણા નગર શેઠની છોકરી રૂક્ષમણી વિધવા છે તેની ગામમાં બહુ વાતો થાય છે. કોઇ કહે છે કે તે * * * ભાગી જશે અને કોઇ કહે છે કે તે પુનર્લગ્ન કરશે. રૂક્ષમણી લાગે છે તો સારી પણ કોઇના મનની કેમ ખબર પડે ? નંદુબાઇએ મને આ વાત કહી. બીજાની વાત તો હું માનું પણ નહિ મને તો આ વાત સાંભળીને અફસોસ

થાય છે. તેવા આબરૂદાર શેઠની છોકરી એવી હલકી પાયરીએ ઉતરી જાય એ કંઈ ઠીક નહિ પણ બીચારી શું કરે ?

એવી બાળ વિધવાઓને પરાણે પરાણે એવું કંઈ કરવુંજ પડે છે તેમાં નાતોનો ને માબાપોનાજ વાંક છે, તે બીચારીઓનો વાંક નથી. એ સાંભળીને તે સાંભળનાર બાઈએ કહ્યું કે "હું પણ બાળવિધવા હતી પણ અમે તો કંઈ એવા તોફાનો જાણતા નહિ. હવેની છોકરીઓ તો તોબા જેવી છે." તે સાંભળીને પુરીબાઈએ કહ્યું કે "તમારો અમારો જમાનો જૂદો હતો અને હવેનો જમાનો જૂદો છે.

એ પછી પાંચમે દીવસે મંદિરમાંથી દર્શન કરી આવીને પુરીબાઈએ કહ્યું કે આજે તો મંદિરમાં બહુ મારામારી થઇ. એક જાડો ચોર આવ્યો હતો તેને ભૈયાએ ખુબ માર્યો. એ ખટપટમાંથી ભૈયો અને જમાદાર લડી પડ્યા, હજી ગાળાગાળી ચાલે છે. હું તો ત્યાં ઘણીવાર ઉભી, પછી થાકી ગઈ ત્યારે ચાલી આવી."

એ પછી છઠ્ઠે દીવસે મંદિરમાંથી આવીને પુરીબાઈએ કહ્યું કે "આજે તો મંદિરમાં છાપાં વહેંચાણાં હતાં. તેમાં એવી વાત હતી કે બાઈડીઓની સભા છે. આજના વખતની બાયડીઓ પણ લઈ ઉઠી છે. બાયડીઓની સભામાં તો શું માલ હોય ? તેવી સભામાંથી ઉલટા કંઈક ગોટાળા થાય. અમારી મંજુલા કહે છે કે મારે એ સભામાં જવું છે. પણ હું તો મારા ભાઈને કહું છું કે જો ઘર સાચવવું હોય તો છોકરીઓને સભામાં મોકલીશમાં. ત્યાં એ બધી વટલેલીઓ ભેગી થઇને તમારા મારા જેવા ઘરડાંઓની નીંદા કરે છે. માટે એવી સભામાં તે કોણ જાય ?

સાતમે દીવસે પુરીબાઈ મંદિરમાંથી ખબર લાવે છે કે રામા કાકાનો જમાઈ બહુ માંદો છે એવો તાર આવ્યો છે. તાર આવે એ માણસ બચે નહિ. બીચારી છોકરી ભુંસાઈ બેસશે. તારવાળાઓ એવા લુચ્ચા હોય છે કે માણસ મરી ગયું હોય તો પણ કહ્યા કરે કે માંદુ છે માંદુ છે. હું તો જાણું એ મરી ગયો હશે, ત્યારે વાત સાંભળવા વાળી બાઈ કહે છે કે "હા ! હા !

એમજ," એ વાત ત્રીજી બાઇ સાંભળી લેછે અને તે પોતાના ફળીયામાં જઇને કહે છે કે રામાકાકાનો જમાઇ ગુજરી ગયો. કોણ કહે છે કે બાઇ-ડીઓને વાતો કરતાં નથી આવડતી ?

હવે પુરીબાઇનું અઠવાડીયું પુરૂં થાય છે. ઘણા વરસો સુધી દરરોજ મંદિરમાંથો કાંઇક આવા ગેઝેટ સાંભળી આવે છે. ને એ વાતોને લંબાવીને મરી મસાલો ભભરાવીને પોતાના તરફથી રજનું ગજ કરીને, પાંચ પચીસ બાઇઓ આગળ એ વાતો કહી સંભળાવે છે ત્યારે તેને નિરાંત વળે છે. આપણને જેમ સાંજવર્તમાન જોઇએ છીએ તેમ અમારા ગામની ઘણી સ્ત્રીઓને તાજા ખબર આપનારૂં પત્ર તે પુરીબાઇ છે અને આવા આવા નવા નવા ગપગોળાઓ મંદિરોમાંથી પ્રથમ બહાર આવે છે.

કારણકે મંદિરોમાં ઘણી સ્ત્રીઓને સાથે મળવાની તક મળે છે. અને વાતો કરવા સિવાય રહી શકેજ નહિ તેવો સ્ત્રીઓનો સ્વભાવ છે. ઉંચી વાતો કરતાં તેમને કંઇ આવડતું નથી કારણકે આપણા સમાજે તેવી કેળવણી તેમને આપી નથી એટલે પછી તેઓ આવી જાતની વાતો-માંજ રહી જાય છે અને મંદિરમાં જ્યાં ધર્મ કરવા જાય ત્યાં બેસીને આવા કર્મ બાંધી આવે છે. અને તેમ છતાં તેમને એમ સમજાતું નથી કે અમે આ ભૂલ કરીએ છીએ. તેઓ તો એમ સમજે છે કે મંદિરમાં દર્શન કરી આવીએ તો પુણ્ય થાય છે પણ એ જરા પુણ્યની સાથે આવી રીતે પારકી પંચાતોનું અને પારકી નિંદાનું કેટલું બધું પાપ થાય છે તેનો તેઓને ખરો ખ્યાલ હોતો નથી.

પુરીબાઇનું અઠવાડીયા ગેઝેટ અમે બહુ ટુંકામાં પતાવેલું છે અને તેની ભયંકર વાતો અમે છોડી દીધેલી છે. બાકી જો એ ગેઝેટ તમે પુરે પુરૂં સાંભળો તો તમને કમકમાટી થયા વગર રહે નહિ. હવે મને કહો કે સ્ત્રીઓમાં ચાલતી આવી વાતોમાં શું ફેરફાર કરવાની જરૂર નથી ? બેશક અતિ જરૂર છે અને ખરી જરૂર છે.

હવે તેને બદલે જ્યારે કેળવાયેલી સ્ત્રીઓ સભાઓમાં જાય છે અગર કોઇ કોઇને ઘેર કંઇ કંઇ પ્રસંગોએ મળવા હળવા જાય છે ત્યારે તેઓની વચ્ચે શું વાતચીત થાય છે તે સાંભળવાની મહેરબાની કરો.

## સંસ્કારી સ્ત્રીઓની વાતો.

સવિતાબાઇ નામે કેળવાયેલી બાઇ બહુ લાગણીવાળી છે અને નવા જમાનાને સમજનારી છે. તેણે જુદા જુદા ખાતાઓમાં પોતાની ખુશીથી સ્વયંસેવક તરીકે કામ કરવા જવાનો નિયમ રાખેલો છે. તે બાઇ પાસે તેની જુદી જુદી બ્હેનપણીઓ મળવા આવ્યા કરે છે, ત્યારે તેની આગળ પ્રસંગોપાત જુદી જુદી વાતો કોઇ કહે છે. એ વાતો બહુ જાણવા જેવી હોય છે. જેવી કેઃ—

સવિતાબાઇ પાસે ત્રીવેણી બ્હેન મળવા આવ્યાં હતાં ત્યારે પ્રથમ એક બીજાના ખુશી ખબર પુછી, તેણે કહ્યું, કે ફરજીયાત કેળવણી સંબંધી તમે કંઇ જાણો છો ? તે સાંભળીને ત્રીવેણીબાઇએ કહ્યું કે તે સંબંધી અમારા ઘરમાં વારંવાર વાતો થાય છે પણ હું હજી તેમાં કંઇ બરોબર સમજતી નથી, ત્યારે સવિતાબાઇએ કહ્યું કે ફરજીયાત કેળવણી સંબંધી આપણે હવે ઘણી વાતો જાણવી જોઇએ કારણ કે બ્હેન ! આપણા દેશમાં હજી ફક્ત સેંકડે ૭ સાત માણસો ભણેલા અને ૯૩ માણસો અભણ છે અને લોકોની સ્થિતિ એવી છે કે તેઓ પોતાની ખુશીથી, પોતાની મેળે ભણી શકે તેમ નથી, માટે ફરજીયાત કેળવણીની જરૂર છે કારણ કે જો નામદાર સરકાર એવો હુકમ કરે કે દરેક બાલકે સાતથી બાર વરસની ઉમર સુધી ભણવુંજ જોઇએ અને જે માબાપો પોતાનાં છોકરાંને ભણાવે નહિ તેને સજા થાય એવો કાયદો કરવો તેનું નામ ફરજીયાત કેળવણી છે. જો એમ થાય તો થોડા વરસોની અંદર કરોડો બાલકો ભણીજાય. કંઈ નહિ તો તેઓને લખતાં વાંચતાં તો આવડીજાય અને લોકો છાપાં વાંચતાં થઇ જાય એ વાત કંઇ જેવી તેવી નથી. માટે હું તો ફરજીયાત કેલવણી ઉપર ખાસ ભાર મુકું છું અને હમણા એ સવાલનો અભ્યાસ કરૂં છું. કારણકે મારી એવી ઇચ્છા છે કે ભગિની મંડળમાં ફરજીયાત કેલવણી સંબંધી ભાષણો આપીએ. એ માટે હું અમારા સ્વર્ગવાસી મહાત્મા ગોખલેના ભાષણો વાંચું છું અને જેઓએ ફરજીયાત કેળવણી સંબંધી અભ્યાસ કરેલો છે તેની સાથે વાતચીત કરવા માટે તેમને ત્યાં જાઉંછું અને એ બાબતમાં મારો અનુભવ મારા મનને સંતોષ આપે એવો થઇ પડે એમ ઇચ્છું છું. બ્હેન ! યાદ રાખજો કે ઉપલકપણે કામ કરીએ તેમાં કંઇ

નથી અને તેથી કંઇ સમજીને કામ પણ થતું નથી પણ જ્યારે ખૂબ ઉંડા ઉતરીને મનમાનતા સવાલને પકડીએ, તેની દરેક બાજુ સમજીએ અને તેને આપણા પોતાનો કરી લઇએ, ત્યારેજ ખરો ફાયદો થાય છે. માટે ફરજીયાત કેળવણી સંબંધી વધારે હકીકત જાણવા માટે હું બનતા ઉપાયો કરૂં છું અને તમને પણ ભલામણ કરૂં છું કે તમારા વરને ફરજીયાત કેલવણી સંબંધી બહુ આગ્રહ છે અને તમારા ઘરમાં રોજ તે વાતો થાય છે માટે તમે પણ જો તે સવાલમાં વધારે ધ્યાન આપશો તો તમને બહુ આનંદ થશે."

ત્રીવેણી બ્હેન ! મને માફ કરજો પણ કહેવાદ્યો કે તમારા વરને જે જે વાતોનો શોખ છે તે જાતની વાતોમાં તમને રસ પડે નહિ ત્યાં સુધી તમારો અને તેનો પ્રેમ કેમ વધી શકે એ હું સમજી શકતી નથી. તમારા વર ફરજીયાત કેલવણી માટે ઘણા લેખો લખે, ઘણાં ભાષણો આપે અને ઘણા મિત્રો સાથે તે જાતની ચર્ચા ચલાવે અને તમે એ સંબંધી કંઇજ જાણો નહિ અને માત્ર કુથલીની વાતોમાં, કોઇના છોકરાના વેશવાળ લગ્નની વાતોમાં અને પાડોશણોની નિંદાની નકામી વાતો સાંભળયા કરવામાંજ તમારો વખત ગુમાવી નાખો તે શું દીલગીરીની વાત નથી ? ઘરમાં જ્ઞાનની ગંગા વહ્યા કરે તેમ છતાં તેમાં ધ્યાન આપવું નહિ અને નજીવીનજીવી હલકી વાતોમાંજ રહીજવું એશું દયા ખાવા જેવી સ્થીતિ નથી ? બ્હેન ! પ્રેમ વધારવાનો ઉપાયજ એ છે કે બન્નેના સરખા વિચારો અને સરખા ટેસ્ટ હોવા જોઇએ. સરખા વિચારો વિના પ્રેમ હોઇ શકે નહિ એવો કુદરતનો નિયમ છે માટે આજથી સમજી લ્યો કે તમારા વરનો હમણા તમારી ઉપર જે સ્નેહ છે તે તેઓની ભલમાનસાઇનું હેત છે, તે લોકાચારનું હેત છે અને સ્રીપુરૂષના સંબંધને લીધે એકબીજાની સગવડો સચવાય તે સારૂ ફરજીયાત જે હેત રાખવું પડે તે જાતનું એ હેત છે, પણ એ કંઇ તેમના અંતરનું હેત નથી. અંતરનું હેત તો જ્યારે વિચારનું સરખાપણું થાય ત્યારેજ આવે છે. માટે જો તમારે તમારા વરનો ખરો પ્રેમ મેળવવો હોય તો તેમના વિચારો સમજો, તેમના વિચારોમાં રસ લ્યો અને તેમના કામોમાં મદદગાર થાઓ

એટલે તમારી ઉપર તેનું સાચું હેત પ્રકટશે. બ્હેન ! યાદ રાખજે કે તમારા વર કંઈ સામાન્ય માણસ નથી, તે ઘણા આગળ વધેલા છે પણ અફસોસની વાત એ છે કે ઘણી સ્ત્રીઓ પોતાના પતિના કીંમત સમજી શકતી નથી અને ઘણા પુરૂષો પોતાની પત્નિની કીંમત સમજી શકતા નથી, તેથી તેઓની વચ્ચે જેટલો પ્રેમ રહેવો જોઇએ તેટલો પ્રેમ રહી શકતો નથી. માટે મારી તમને એ ભલામણ છે કે જો તમારે તમારા વર સાથે અંતરનો સ્નેહ વધારવો હોય તો તેને જે વાતો ગમે છે તે વાતો ઉપર તમે ધ્યાન આપો એટલે કંઈપણ કહ્યા સાંભળ્યા વગર તેઓ તમારે માટે ઘણુંજ માન ધરાવા લાગશે. કારણ કે પોતાને જે બાબત ગમીગઈ હોય તે બાબતને વિશેષતાથી જાણવા માટે માણસોને કેટલી બધી મહેનત કરવી પડે છે તે તમે જાણો છો ? તમારા વરે અત્યારે ફરજીયાત કેલવણીનો સવાલ ઉંચકેલો છે, તે સવાલ માટે વાતો કરવા તેઓ નાગપુર જવાના છે. એ સવાલનો અભ્યાસ કરવા માટે તેઓ પુને જવાના છે અને એ સવાલના ખુલાસા સારૂ તેઓ કલકત્તે જવાના છે અને એ માટે વગર ઓળખાણના માણસો સાથે ખાસ ચાહીને ઓળખાણ કરે છે અને ઘરના પૈસા ખરચી તથા વખતનો ભોગ આપીને એ કામ પાછળ મંડેલા છે. હવે વિચાર કરો કે જે સવાલમાં તેઓને આનંદ આવી ગયો છે તે સવાલ માટે તેઓ જ્યારે આટલી બધી મહેનત લેય છે ત્યારે તે સવાલ માટે તમે ઘરમાંને ઘરમાં તેમની સાથે ચર્ચા કરી શકતાં હોય તો તેને કેટલા બધો આનંદ મળે અને એજ પ્રમાણે પોતાની પત્નિ, પોતાના અર્ધાંગના, પોતાનીજ સાથે જેને જીંદગી કાઢવી છે તે, પોતાની ભાગીયણ પોતાના વિચારો સમજી શકે નહિ, તે પતિના કામમાં રસ લઈ શકે નહિ એ જોઇને પતિને પોતાના અંતરમાં કેટલી દીલગીરી લાગે અને તેનું દીલ કેવું ખાટું થઈ જાય એ વાત તમે સમજી શકો છો ?

એ સાંભળીને ત્રીવેણીએ કહ્યું કે " રમણના કાકા પુને જવાના છે, નાગપુર જવાના છે અને કલકત્તે જવાના છે એ વાત તમે કયાંથી જાણી ? મને તો હજી એ વાતની ખબર પણ નથી. " ત્યારે સવિતાબાઇએ કહ્યું " ગયા હિંદુસ્તાનના અંકમાં ફરજીયાત કેલવણી

સંબંધી તમારા વરનો એક લેખ છપાયેલો છે તેમાં તમણે એ બાબત લખેલી છે. શું એ લેખ તમે હજી સુધી વાંચ્યો નથી ?" ત્યારે ત્રીવેણીએ કહ્યું "નહિ હું તો એવા લેખ વાંચતી નથી, છાપા વાંચવાનો મને તો કંટાળો છે." એ સાંભળીને સવિતાબ્હેને કહ્યું કે "હવે વિચાર કરો કે જ્યાં આવી સ્થીતિ હોય ત્યાં સાચો પ્રેમ કયાંથી હોઈ શકે અને પછી આપણે વરનો વાંક કાઢ્યા કરીએ કે તેઓ અમારી ઉપર હેત રાખતા નથી, અમારી સાથે વાતો કરતા નથી અને બીજી બાઈઓ સાથે વાતો કર્યા કરે છે એમ વરને લાઇબિલ કરતા ફરીએ તેમાં શું વળે ? માટે સત્ય પ્રેમ મેળવવાની ખરી કુંચી તો એજ છે કે આપણે આપણા વહાલાના વિચારને મળતા થવું જોઇએ અને તેના વિચારોમાંથી આનંદ લઈ શકાય તેમ કરવું જોઇએ તથા તેમના કામોમાં ભાગીદાર થવું જોઇએ. જ્યારે એમ કરી શકીએ ત્યારેજ સાચો પ્રેમ થાય છે. એ વિના તો ધણી ધણી-યાણી હોવાથી ફરજીયાત રીતે રગસ્યા ગાડાં ચાલ્યા કરે તેવું અને વેઠીયા-વેડ જેવુંજ હોય છે.

ત્રીવણી બ્હેન ! હું પણ પ્રથમ તમારા જેવી સ્ત્રી હતી. મારા વરને જાહેર કામકાજમાં ભાગ લેવાનો બહુ શોખ છે અને હું બહાર નીકળવામાં પાપ સમજતી હતી. કોઈપાસે જવાય કેમ ? કોઇની સાથે વાત થાય કેમ ? કોઇને કંઇ પુછાય કેમ ? અને એવી પારકી પંચાત આપણે તે શું કામ કરીએ એવી જાતના બાયડીસાઇ વિચાર મારામાં હતા એટલે મારા વર સાથે મારૂં પાધરૂં ચાલતું નહિ પણ એ પછી મારા ભાઇએ મને સમજાવી કે બ્હેન જ્યાં સુધી તું તારા વરની યોજનાઓમાં ભાગ લઈ શકીશ નહિ ત્યાં સુધી તું તેના અંતરનું હેત મેળવી શકીશ નહિ. તારી ફરજ એ છે કે તારા પતિની યોગ્ય ઇચ્છાને તારે આધિન થવુંજ જોઇએ. પતિની ખાતર નહિ તોપણ તારા પોતાના સુખની ખાતર તારે તેના વિચારો સાથે મળતા થવું જોઇએ અને તે એટલી હદ સુધી કે કોઇ કામ કે કોઈ વિચાર કદી બરોબર ન હોય અને આપણને માફક આવે તેવા ન હોય તોપણ પતિની ખાતર તે કરવા જોઇએ. ત્યારે તારા પતિના વિચારતો ઉત્તમમાં ઉત્તમ છે.

દેશ સેવાના અને સત્યધર્મના છે, એમાં પણ જો તું ન મળી શકે તો તો અભાગણી કહેવાય. તારી લાજની તને દરકાર છે તેમ તેને શું દરકાર નહિ હોય? પુરૂષોના આંખમાં એક જાતનું ઝેર હોય છે એટલે તેઓ ગમે તેવા ભલા હોય તો પણ-પોતાની પત્નિની આબરૂની બાબતમાં જરા પણ ચલાવી લઇ શકતા નથી એટલે તારી અબરૂ જોખમમાં આવી પડે તેવા કામોમાં કે તેવે ઠેકાણે તે તને કદી પણ મોકલશે નહિ, પણ જ્યાં તેને સંપૂર્ણ ખાતરી હશે ત્યાંજ તે તને મોકલશે, માટે એ જાતનો વિચાર તારે રાખવાની જરૂર નથી. તારી ફરજ તો એજ છે કે તેના ભલાં કામોને તારે વખાણવા અને તેમાં બની શકે એટલો સત્યતાથી ભાગ લેવો. મારા ભાઇની આ શીખામણ બહુ દહાડા પછી મને ગમી ગઈ. જો કે એવી રૂડી શીખામણ પણ મને કંઈ તુરતમાં ગમી ગઇ ન હોતી. એ માટે પણ ઘણા મહિના સુધી દરરોજ ઘણા કલાકો મારા ભાઈ મારી સાથે માથાકુટ કર્યા કરતા હતા અને જુદી જુદી દલીલોથી તથા જુદા જુદા પોઈન્ટોથી તે વાત મને સમજાવતા હતા પણ તેમ છતાં નવી સ્ત્રીઓના સ્વભાવ પ્રમાણે એમ પણ બનતું કે એ વાત મને સાચી લાગ્યા છતાં હું તે પ્રમાણે વરતી શકતી નહિ પણ ધીરે ધીરે મારામાં એ બળ આવ્યું. એ પછી હું મારા વરના વિચારોને મળતી થઈ-ગઈ અને તેમને વહાલા લાગતા જાહેર કામકાજોમાં ભાગ લેતી થઈ ત્યારથી તેઓનું મારી ઉપર હેત વધતું જાય છે અને હવે ઇશ્વરની કૃપાથી અમે અમારા ઘરની અંદર સ્વર્ગના જેવા સુખો ભોગવીએ છીએ, કારણકે ધણી ધણીયાણી વચ્ચે સાચો પ્રેમ હોય તો એ સુખની વાતો કંઈ વર્ણવી શકાય તેમ નથી."

આ સાંભળીને ત્રીવેણી ઉપર બહુ અસર થઈ અને તેને એમ લાગ્યું કે આવી પારકી બાઇઓ મારા વરનો મહિમા સમજે ને હું મારા વરની કીંમત સમજી શકું નહિ એ મારૂં કેટલું બધું કમભાગ્યપણું છે? આમ લાગવાથી તેની આંખમાં આંસુ આવી ગયા અને તેણે નિશ્ચય કર્યો કે હવેથી આજથી ફરજીયાત કેળવણીની બાબતમાં ધ્યાન આપીશ અને મારા વરને જે સવાલ ગમે છે તે સવાલનો હું પણ અભ્યાસ કરીશ.

સવિતા બ્હેનને ત્યાં બીજે દિવસે પુષ્પાવતી મળવા આવી હતી ત્યારે તેની સાથે આજુ બાજુની થોડી વાતો થયા પછી સવિતા બ્હેને કહ્યું કે "પુષ્પાવતી બ્હેન ! તમારૂં શરીર કેમ નખાતું જાય છે. હું છેલ્લા ત્રણ મહિનાથી જોઉં છું કે તમે જરા ઢીલાં પડતાં જાઓ છો એનું કારણ શું છે?

ત્યારે પુષ્પાવતીએ કહ્યું કે "મારૂં દરદ એવું છે કે એ સંબંધી વધારે ખુલ્લા દિલે વાત કરતાં મને સંકોચ થાય છે કારણકે આપણે જેની આગળ પેટ ખોલીને વાતો કરી શકીએ એવી સ્ત્રીઓ બહુ થોડી મળે છે, બાકી ઘણી સ્ત્રીઓ તો આપણી ખાનગી વાતોનો પણ બહુ માઠો ઉપયોગ કરે છે. જેના વિશ્વાસ ઉપર આપણે વાત કહી હોય તેજ સ્ત્રીઓ આપણા વિશ્વાસનો ભંગ કરે છે અને નાતજાતમાં આપણું વગોણું કરે છે. અને તેમ છતાં આપણા પડખામાં ઘૂસી જઇને અને જાણે આપણાજ હોયની એવો દેખાવ કરીને આપણી ખાનગી વાતો જાણી લેવા ઇચ્છે છે. આવા ઘણા અનુભવો મને વિતેલા છે માટે હું તો હવે કોઇ પણ સ્ત્રીને વાત કરતાં પણ ડરૂં છું. પણ તમારી ઉપર વિશ્વાસ છે એટલે તમને વાત કહેવામાં કંઈ અડચણ નથી. એમ કહીને એક નિસાસો નાખ્યા બાદ આંખમાં જરા આંસુ લાવીને પોતાના સાડીના છેડા વડે આંસુ લુછતે લુછતે પુષ્પાવતીએ કહ્યું કેઃ—

"બ્હેન ! એનો સ્વભાવ કેવો છે તે તો તમે જાણો છો. તે વાતવાતમાં મને હડધુત કરી નાખે છે અને તેના વિચારો બહુ વિચિત્ર છે. કોઈ વાતનું ઠેકાણુંજ ન મળે એ બધું મારાથી ખમાતું નથી ને હવે તેની પાસે મારૂ કંઈ ચાલતું નથી તેથી હું મનમાં મનમાં બળ્યાં કરૂં છું. એટલે મારી તંદુરસ્તી બગડે છે, બીજો કંઈ મને રોગ નથી !

તે સાંભળીને સવિતાબાઈએ કહ્યું "બ્હેન ! મને એમ લાગે છે કે આ બાબતમાં તારી જરા ભૂલ છે. તું બીજી ઘણી સ્ત્રીઓના કરતાં બહુ હુશીઆર છે અને બહુ સદ્‌ગુણી છે એટલે તું તારા મનમાં એમ સમજે છે કે હું જલદી જલદી મારા વરને સુધારી દઉં ને હું તરતજ સુખી થઈ જઉં; પણ બ્હેન તારે જાણવું જોઇએ કે માણસો એ કંઈ માટીના પુતળાં

નથી, એ કંઈ આપણુ જેમ ચાવી આપીએ તેમ ચાલ્યા કરે તેવાં કળ-વાળા રમકડાં નથી પણુ દરેક માણુસ પોતપોતાની પ્રકૃતિને આધીન હોય છે, દરેક માણુસ પોતપોતાના સંસ્કારોને આધીન હોય છે, દરેક માણુસ પોતાની ટેવોને આધીન હોય છે, દરેક માણુસોને પોતપોતાના સંજોગો પ્રમાણે વર્તવું પડે છે અને દરેક માણુસ પોતપોતાના વિચારો પ્રમાણે વર્તે છે. આમ હોવાથી કોઈપણ માણુસ બહુ જલદીથી સુધરી જાય તેમ બનવા જેવું નથી, અને તેમ છતાં જો એવી આશા રાખીએ તો તેમાં નિરાશ થઈએ તેમાં કંઈ નવાઈ નથી. અલબત કેટલાક કેસ એવા પણુ હોયછે કે જે બહુ જલદીથી સુધરી જાય પણુ એતો અપવાદ રૂપે હોય છે. બાકી સામાન્ય રીતે તો માણુસોને પોતાના વિચાર બદલતાં, પોતાની ટેવોને બદલતાં, પોતાના સંસ્કારોને બદલતાં અને પોતાની પ્રકૃતિને બદલતાં બહુ વાર લાગે છે. માટે તારે તારા વરની સુધારવાની બાબતમાં ખાસ ધીરજ રાખવી જોઈશે. કારણકે મેં એવું જોયેલું છે કે જે કેટલીક વખત સ્ત્રીઓની મદદથી અને સ્ત્રીઓના ડહાપણુથી તે સુધરી જાય છે તેમજ કેટલીક વખત એમ પણુ બને છે કે ઘણા પુરૂષો ઉપર બીજી ઘણી સ્ત્રીઓની અસર થઈ શકે પણુ પોતાની સ્ત્રીની અસર થઈ શકે નહિ. તારો વર પણુ એ જાતનો છે એટલે એના ઉપર હાલ તુરતમાં તું કાંઈ મોટી-અસર કરી શકીશ નહિ. કારણકે અત્યારે તારી દરેક શીખામણ તેને ઉંધી લાગે છે અને તું કહે તેથી વિરૂદ્ધ રીતેજ તે વર્તે છે માટે હમણા સીધી રીતે તેને જે કાંઈ શીખામણ આપવી તે આગમાં તેલ રેડવા જેવું છે. તેને શીખા-મણુ આપવાથી ઉલટી તારે માટે તેને ખરાબ અસર થતી જશે અને એમાંથી પરીણામ એ થશે કે કજીઓ દરરોજ વધતો જશે. માટે મારી તો તને એવી સલાહ છે કે તું ખમીખાતાં શીખ અને ધીરજ રાખ એટલે આગળ જતાં પ્રભુ સારૂં કરશે.”

એ સાંભળીને પુષ્પાવતી એ કહ્યું કે “બ્હેન ! હું ઘણીએ સમજું છું કે મારે ધીરજ રાખવી જોઇએ અને ખમીખાવું જોઇએ પણુ મારાથી એ બની શકતું નથી. હું તે કેટલુંક ખમું ? એને દિવસમાં પચાસ બીડી પીવી જોઇએ અને મને બીડીનો ધુમાડો ગમે નહિ. તેને વારેવારે સ્ટ્રોંગ ચા

પીવી જોઇએ અને હું ચાથી વિરૂદ્ધ છું. એને * * ગાયનોમાં જવું જોઇએ અને હું એથી બળી મરૂં છું, એના મોઢામાં ગાળ વિના બીજી વાત નહિ; ઘાટી, ઘોડાવાલો, ભીખારી વગેરે સૌ સાથે ગાળથીજ વાત કરે અને મને શરમ લાગે, એની ડીકશનરીમાં 'તમે' શબ્દ ન મળે અને મને કોઇને તું કહેતાં ત્રાસ લાગે ! એ વાત વાતમાં જુઠું બોલે અને મેં જુઠું નહિ બોલવાની પ્રતિજ્ઞા લીધી છે. એને પારકી સ્ત્રીઓ સાથે ઠઠ્ઠા મશ્કરી કરવી બહુજ ગમે અને મને એ પાલવે નહિ, હું એ જોઇને બળી મરૂં. આવી સ્થિતિમાં હું કેમ ધીરજ રાખી શકું એ મને સમજાતું નથી ! એટલે વાત વાતમાં તેમને ટોકવા પડે છે અને હું જ્યારે તેને ઠપકો આપું ત્યારે તે ઉલટા વધારે ગુસ્સે થાય છે. મારા પાડોશીઓ, મારી જેઠાણી, મારી માસીબા, મારી મ્હોટી બ્હેન વગેરે બધાં મને કહે છે કે તું તારા વરને સુધારી શકતી નથી એ તારો વાંક છે, તારે હમણાથીજ તેની પછવાડે લાગીને તેની ટેવો સુધારવી જોઇએ; નહિતર એ હાથથી જશે; અને પછી સુધરતાં બહુ મુશ્કેલી પડશે, માટે તુ હમણાથીજ તેને અંકુશમાં રાખતાં શીખ. સૌની એવી શીખામણને લીધે હું તેને અંકુશમાં રાખવા જઉં છું તેમ તે ઉલટા વધારે બગડતા જાય છે એટલે એ જોઈ જોઇને–એ ચિંતાથી મારૂં મન બ્હુ ચિંતાતુર રહે છે તેથી મારૂં શરીર ખરાબ થાય છે."

એ સાંભળીને સવિતા બ્હેને કહ્યું, કે "બ્હેન, બીજાઓની સલાહ કરતાં એ બાબતમાં હું જુદી પડું છું કારણ કે મને એવો અનુભવ છે કે પુરૂષોની ઉપર બહુ સોધી રીતે સ્ત્રીઓ ધણીપણું ભોગવવા જાય એ પુરૂષોને જરાએ ગમતું નથી. તેથી તેઓ સામે થાય છે અને પોતાની સ્ત્રીઓની સાચી વાતને પણ તેઓ ઉડાવી દેય છે. પણ એને બદલે જો ખમીખાંતાં આવડે છે તો ધીરે ધીરે તેને પોતાને પોતાની મેળેજ સુધરવું પડે છે કારણકે બધાં માણસોના બધા સંજોગો કંઈ હમેશા એક સરખા રહેતા નથી, તેમાં ફેરફાર થયા કરે છે અને સંજોગો બદલાય તેમ માણસોને બદલાતું પડેછે. કેટલીક વખત માણસો ધંધા રોજગારના ધક્કાથી બદલાય છે, કેટલીક વખત શરીરના રોગથી બદલાય છે. કેટલીક વખત સત્સંગથી બદલાય છે, કેટલીક વખત ઉમરના ફેરફારથી બદલાય

છે અને કેટલીક વખત કંઈ આકસ્મિક સંજોગોને લીધે માણસોમાં ફેરફાર થાય છે. પણ જે માણસની વાત સાંભળવી ન ગમતી હોય તેવાંઓની શીખામણથી કંઇ માણસો બદલાતાં નથી અને તેમાં પણ જે ભાયડાના મનમાં એમ ઠસી ગયું હોય કે મારી બાયડી મારી પછવાડે લાગેલી છે, મારી બાયડી અદેખી છે, મારી બાયડી મારી કીંમત સમજતી નથી, મારી બાયડી મ્હને પોતાને આધીન રાખવા ઇચ્છે છે અને મારી બાયડી મારા કરતાં જુદા વિચારની છે અગર અજ્ઞાન છે એવી સમજણવાળા પુરૂષને પોતાની બાયડીની શીખામણ જરા પણ કામ આવી શકે નહિ. અને તારે માટે તારા વરના પણ એવાજ હાલ છે એટલે એ બાબતમાં હમણાં તારૂં કંઈ વળે તેમ નથી. અને તેમ છતાં જો તું તેની ઉપર ધણીપણું ભોગવવા જઈશ તો તને ઉલટું વધારે દુઃખ થશે કારણ કે તે તારી એ વાત માનશે નહિ. એટલુંજ નહિ પણ તારી સારી શીખામણથી પણ તારા માટે તેના મનમાં ઉલટી વધારે વધારે માઠી અસર થતી જશે. માટે જો મારૂં કહ્યું માની શકતી હોય તો તારે હમણા ચુપ રહેવું જોઇએ અને વરને શીખામણ આપવાનું કામ હમણા બંધ રાખવું જોઇએ. થોડા દીવસ આ અખતરો કરી તો જો. મને ખાત્રી છે કે જો બે ત્રણ મહિના એ પ્રમાણે વર્તી શકે તો તને ઘણો ફાયદો થયા વિના રહેશે નહિ.

બ્હેન ! સ્ત્રીઓના સ્વભાવમાં એક જાતની અધીરતા હોય છે. એ અધીરતાને લીધે પોતાને જે સારૂં લાગે છે તે ઝટઝટ થઈ જાય એટલુંજ નહિ પણ હમણાંને હમણાં થઈ જાય એમ બધી સ્ત્રીઓ ઇચ્છે છે પણ શ્રીકૃષ્ણ ભગવાન તો આપણને એમ શીખવે છે કેઃ—

**सदृशं चेष्टते स्वस्याः प्रकृतेर्ज्ञानवानपि ।**
**प्रकृतिं यांति भूतानि निग्रहः किं करिष्यति ॥**

અધ્યાય ૩ જો શ્લોક ૩૩.

**અર્થઃ**—જ્ઞાનવાળાઓ પણ પોતાની પ્રકૃતિ પ્રમાણેજ વર્તે છે અને જગતના સૌ પ્રાણીઓ પણ પોત પોતાની પ્રકૃતિ પ્રમાણે વર્તે છે, એમાં નિગ્રહ શું કરી શકશે ?

એટલુંજ નહિ પણ એથી આગળ વધીને પ્રકૃતિનું બળ સમજાવવા માટે શ્રીકૃષ્ણ ભગવાન અર્જુનને કહે છે કેઃ—

**यदहंकारमाश्रित्य न योत्स्य इति मन्यसे ।**
**मिथ्यैष व्यवसायस्ते प्रकृतिस्त्वां नियोक्ष्यति ॥**

અધ્યાય ૧૮. શ્લોક ૫૯.

આ શ્લોકમાં શ્રી કૃષ્ણ ભગવાન અર્જુનને એમ કહે છે કે હે અર્જુન ! હમણા તને એમ લાગે છે કે હું યુદ્ધ નહિ કરૂં પણ એ તારો નિશ્ચય ખોટો છે કારણ કે એ કંઈ તારી પ્રકૃતિનો નિશ્ચય નથી પણ એતો અહંકારને લીધે કરેલો વિચાર છે માટે તારો એ વિચાર ઉડી જશે અને તારી ક્ષત્રીયપણાની પ્રકૃતિ તને પરાણે યુદ્ધમાં ધસડી જશે.

મતલબ કે તારો ભાર શું છે કે તું યુદ્ધ ન કરે;

પ્રકૃતિ વિરૂદ્ધના નિશ્ચયો તે કેટલીક વાર ટકી શકે ? માટે તું હમણા અહંકારને લીધે યુદ્ધ કરવાની ના પાડે છે છતાં પણ પ્રકૃતિને આધીન થઇને તારે યુદ્ધ કરવુંજ પડશે.

બ્હેન ! આટલું બધું પ્રકૃતિમાં બળ છે. એવી પ્રકૃતિ કંઈ એકદમ બદલાઇ જાય નહિ માટે વરને સુધારી નાખવાની ઉતાવળ કરનારી સ્ત્રીઓએ યાદ રાખવું જોઇએ કે એ કામ કંઈ એકદમ બની શકે તેવું નથી. કારણકે માણસો કંઈ જન્મનાં પુતળાં નથી કે જેમ ચાવી આપીએ તેમ ચાલ્યા કરે. બીજી આ વાત ધ્યાનમાં રાખવા જેવી છે કે આપણે સ્ત્રીઓ છીએ એટલે આપણું વ્રત સેવા ધર્મ છે, આપણી કામગીરી પતિપરાયણતા છે અને આપણી જીંદગી આધીનતાને માટે છે. છતાં પણ આ બધી વાતો ભુલી જઇને જેને આપણે આપણા માથાનો ધણી કહીએ છીએ તેના ઉપર ધણીપણું ભોગવવા ઇચ્છીએ છીએ તેથીજ કલેશ સહન કરવો પડે છે. માટે પુષ્પાવતી બ્હેન મારી તો તને એવી ભલામણ છે કે તારે તારા વરને સીધી રીતે શીખામણ આપવાથી હમણા દુર રહેવું જોઇએ અને થોડા વખત બાદ તેની આસપાસ સંજોગો બદલાય—જેમકે કોઇ જાતના કામનું ભારણ તેની ઉપર વધે અગર તેના દોસ્તો બદલાય, અગર કોઈ જુદા મુલ-

ક્રમાં ધંધા રોજગાર માટે કે મુસાફરી માટે જાય, એવું કંઈક કરવું જોઈએ. તારા સસરાને સમજાવીને તેને વિલાયત મોકલવાની ગોઠવણ કર અગર તેના દોસ્તને સમજાવીને તેને મોતીના વેપાર માટે સીલોન મોકલ તો તેને જલદી ફાયદો થશે. બાકી તારી વાતોથી હાલ તુરતમાં તે સુધરી શકશે નહિ કારણકે તારે માટે તેના મનમાં એમજ લાગી ગયું છે કે આ મને સુધારવા માગે છે, માટે સુધરવુંજ નથી. અને બાયડીનું કહ્યું માનવુંજ નથી. માટે હવે તારે તેને સુધારવાની દીશા બદલવી જોઈએ, જો એમ નહિ કરે તો તારા મનને બહુ ધકકો પહોંચશે અને તારૂં શરીર નખાઇ જશે અને એમાંથી આગળ જતાં કેવાં પરીણામ થાય તે કંઇ કહી શકાય નહિ. તારા જેવી ડાહી અને ભલી બ્હેનને એવો પતિ મળે એ પણ હિંદુ સંસારની એક ખુબી છે પણ હવે તો સ્વર્ગવાસી ત્રીપાઠીના શબ્દોમાં તમને કહેવાનું કે—

"પડયું પાંનું નિભાવી લે,"

"ન ભુલાતું તું ભુલી જા,"

એ વિના બીજો તારા હાથમાં શું ઉપાય છે તે મને તો કંઇ સમજાતું નથી !

પુષ્પાવતિએ કહ્યું કે સવિતાબ્હેન તમે મને બહુ ખુબીદાર વાતો કહી છે. કારણ કે તમારી સલાહ સ્વભાવના ઉંડાણની છે અન બીજાંઓ મને જે સલાહ આપે છે તે ઉપલકપણાનીજ હોય છે એટલે તત્કાલીક ઉપલકપણાની સલાહથી મારો કેસ ઉલટો વધારે વધારે ખરાબ થતો ગયો છે પણ તમારી સાચી સલાહથી હવે મને કંઈક ધીરજ આવી શકશે કેમકે મારી ખાત્રી થઈછે કે જ્યારે જગત બધું પોત પોતાની પ્રકૃતિને આધિન છે ત્યારે મારા વર પણ પોતાની પ્રકૃતિને આધીન રહે તેમાં કંઇ નવાઈ નથી. બીજી આ વાત પણ તમે બહુ મજાની કહી છે કે આધીનતા એ સ્ત્રીઓની મુખ્ય ફરજ છે. ધણી ઉપર ધણીપણું કરવું તે કંઇ સ્ત્રીઓની ફરજ નથી. એ સિવાય તમારી બીજી વાત પણ મને બહુ ગમી છે અને તે એ કે, માણસો કંઇ કળના પુતળા નથી કે જેમ ચાવી આપીએ તેમ ચાલ્યાં કરે. આવી વાતો જો સ્ત્રીઓનાં

મંડળોમાં થતી હોય તો કેવું સારૂં ? પણ અફસોસની વાત એ છે કે, મત-ભેદ વધારનારી, કંકાસ વધારનારી અને પ્રકૃતિ વિરૂદ્ધનીજ વાતો સ્ત્રીઓમાં થયા કરે છે. એથીજ ઘણા કુટુંબના સુખ નાશ પામે છે. માટે હવે સ્ત્રીઓની વાતો બદલવી જોઇએ એ તમારો સિદ્ધાંત બરોબર છે. મને આ બધી હકીકત જાણ્યાથી બહુ ફાયદો થયો છે, અને હું આશા રાખું છું કે હવે હુ કંઇ વધારે ધીરજ રાખી શકીશ. એમ કહી પુષ્પાવતી ટાઇમ થઈ જવાથી ગરમ ગરમ ભજીયાં ખાઈને રવાના થઈ.

### મ્હારો નટવર કેપ્ટન થાય તો કેવું સારૂં ?

લીલીએ કહ્યું કે, શાન્તી બ્હેન ! નટવરના હમણાં શું ખબર છે ? આ લડાઇને લીધે મને તો તેની બહુ ફીકર થયા કરે છે કારણકે લોકો કહે છે કે, વીલાયતમાં લડાઇનું વાદળ બહુ વધારે ઘેરાયેલું છે.

તે સાંભળીને શાન્તી બ્હેને કહ્યું કે મ્હારો નટવર મજેમાં છે, તેના કાગળો આવ્યા કરે છે, છેલ્લા કાગળમાં તે લખતો હતો કે, હું લડાઈમાં જાઉં છું. વીલાયતમાં રહેતા હીંદીઓની એક ટુકડી ફ્રાન્સની સરહદ ઉપર લશ્કરીઓને મદદ કરવા માટે ગઈ તેમાં મારો નટવર પણ ગયો છે. નટવર લખે-છે કે હમણાં તો એક અમલદારના હાથ નીચે હું ટાઇપ રાઇટીંગનું કામ કરૂં છું, તેની અગાઉ લશ્કરી હોસ્પીટલમાં ઘાયલ થયેલાઓની સારવારમાં હતો. મ્હારા કામથી મ્હારા ઉપરીઓ બહુ રાજી થયા છે અને હવે તેઓ મને ખોરાકની વ્હેંચણી કરવાના ખાતા ઉપર મોકલવાના છે. આ બધાં કામો બહુ અગત્યનાં છે. એમાંથી ઘણું શીખવાનું મળે છે. અને એ રસ્તે પણ ઘણી સેવા થાય છે તથા નામદાર સરકાર પ્રત્યે આપણી વફાદારી બતાવવાને બહુ સારી તક મળે છે અને આપણામાં રહેલી ઉંચી લાગણી-ઓને બહુ સારી રીતે બતાવી શકાય છે. પણ બા હજી મને એટલાથી તૃપ્તી થતી નથી. હું તો લડાઈ કરવા માંગુ છું અને એક લશ્કરી નાનકડા અમ-લદાર તરીકે રણભૂમી ઉપર જવા ઇચ્છુ છું. પણ હજી એવી તક મને મળી નથી. મ્હારી તારા મને કેપ્ટનનો ડ્રેસ પહેરેલો જોય અને ખભે બંદુક મારી લડાઇના મેદાનમાં ખાઇઓની અંદર પડેલો જોય અને દુશ્મનો ઉપર ફતેહ મેળવી ઇનામ મેળવતો જોય તો કેવું સારૂં ! એ માટે મારી કેટલી બધી

તીવ્ર ઇચ્છા છે એ તમે કેમ સમજી શકશો ? તમને મારી આ વાતમાં ફુલ્લડાઈભરેલું લાગતું હોય તો મને માફ કરજો પણ માજી બનતાં સુધી હું તો હવે થોડા વખતમાં લશ્કરી ખાતામાં સીપાઇગીરીમાં દાખલ થઇશ. અને જેમ પોતાના દેશને ખાતર દરરોજ સેંકડો અને હજારો માણસો માર્યા જાય છે તેમાં હું પણ મારી ફરજ બજાવતે બજાવતે માર્યો જાઉં તો તમે દીલગીર થશો નહિ. આ વાત અગાઉથી લખીને તમને ભડકાવવા હું ઇચ્છતો ન હોતો, પણ ગઇ કાલની મારા ઉપરી જનરલ સાહેબ સાથે મને વાતચીત થઇ હતી અને મેં માગણી કરી છે કે મને હવે કાંઈ વધારે જોખમનું કામ સોંપો અને બની શકે તો જ્યાં ભયંકર યુદ્ધ ચાલતું હોય ત્યાં મને મોકલવાની કૃપા કરો. મારી એવી અરજીથી જનરલ સાહેબ બહુ અજબ થયા છે અને ખુશી થયા છે. કારણ કે તેઓ એમ સમજતા હતા કે ગુજરાતી લોકો બહુ બીકણ હોય છે. તેઓ મરવાથી બહુ ડર્યા કરે છે અને લડાઇથી છેટા છેટા રહે છે. લડાઇના કામને માટે તેઓ લાયક નથી, આવો તેઓને ખ્યાલ હતો તેને બદલે મારે મોઢે એથી ઉલટીજ વાત સાંભળીને અને મારી સાચી તૈયારી જોઇને તેઓ ખુશી થયા છે. એટલે મને આશા છે કે કદાચ થોડા વખતમાં મને તેઓ ચાન્સ આપે. અને એ પછી આ બધી હકીકત લખવા વખત મળે એવા સંજોગોને લીધે હમણાંથીજ આ બધી વાત તમને જણાવી દઉં છું, અને આશા રાખું છું કે તમે અફસોસ કરશો નહિ અગર મારા આ કામને મુર્ખાઇ ભરેલું સમજશો નહિ પણ તમારા કુલને દીપાવનારા મારા વીચારો છે. આપણા દેશના કલ્યાણના આ વીચારો છે અને નામદાર સરકાર પાસે આપણ સ્વરાજ્ય માંગીએ છીએ તે સ્વરાજ્યને આપણ યોગ્ય છીએ એવી વફાદારી બતાવવા માટે અને એવી બહાદુરી બતાવવા માટે હવે આવી જાતના વીચારોની અને વર્તનની જરૂર, છે માટે મેં લડાઇમાં જવાની માગણી કરેલી છે. હવે વધારે હકીકત પાછળથી લખીશ. આ પ્રમાણે મ્હારા નટવરનો કાગળ આવેલો છે તેથી હું તો બહુ રાજી થઇ છું અને મ્હારા નટવરમાં એટલી બધી હીંમત જોઇને મ્હને બહુ આનંદ થાયછે. આ સાંભળીને લીલીએ કહ્યું કે શું તમે એ સાચી વાત કહો છો કે ? બહુ

અજબ જેવું છે ! તમારો દીકરો ભયંકર લડાઇમાં જાય એ વાત સાંભળીને તમારી આંખમાં આંસુ કેમ નથી આવતાં ? મને તો આ વાત સાંભળીને, કાંઇક થઈ જાય છે ! નટવર લડાઇમાં જાય એ મને ગમતું નથી. લડાઈમાં દૂર દૂરના કામો કરવાં એ જૂદી વાત છે પણ સીધી રીતે હથીયાર પકડીને દુશ્મનોની તોપના ગોળાઓની સામે જવું એ તો મને ગમતું નથી. ભલે તમ મને ગમે તેવી કહો પણ હું તો મારા દીકરાને લડાઇમાં મોકલવાની હીંમત કરી શકું નહિ અને જો કદી હઠ કરીને તે લડાઇના મેદાનમાં ચાલ્યો જાય તો હું તો રોઇ રોઈને મરૂં. આમ વાત ચાલે છે એટલામાં તારાબાઈ ત્યાં આવી ત્યારે લીલીએ કહ્યું કે તારા ! તારો વર લડવા સારૂ જવાનો છે એ ખબર તેં સાંભળ્યા કે ? તારી સાસુને મોઢેથી એ વાત સાંભળીને મને તો કંઇક થઇ જાય છે, તને કેમ કાંઇ લાગતું નથી ? તું કેમ હસતું મોઢું રાખી શકે છે ?

ત્યારે તારાએ કહ્યું કે એવા બહાદુર વરને વરવા માટે હુ મગરૂર છું. હું નાની હતી ત્યારે એવીજ ભાવના રાખતી હતી કે મને બહુ બહાદુર વર મળે તો કેવું સારૂં ! હું જ્યારે મેવાડના રજપુતોની વાતો વાંચતી, પરાક્રમી પ્રતાપસીંહની વાતો વાંચતી, બહાદુર દુર્ગાદાસની વાતો વાંચતી અને શીખોનો ઇતિહાસ વાંચતી ત્યારે મને એમ લાગતું કે હાય હાય ! હીંદમાંથી હવે આવા માણસો ગયાંજ કે ? એવા પરાક્રમી વર હાલના વખતમાં ક્યાંથી મળે ? અને હજી કદી ક્ષત્રીઓમાંથી કોઈ કોઇ એવા વીર નીકળે પણ અમારા વાણીઆઓમાંથી તો એવા ક્યાંથીજ મળે ? પણ તમે જુઓછો કે મ્હારી બાલપણની એ ભાવના દયાળુ પ્રભુએ મંજુર કરી છે અને મને મારા નટવરલાલ જેવો બહાદુર પતિ આપ્યો છે, કે જે માગણી કરીને ભયંકર લડાઇમાં જવા તૈયાર છે. પરમ દીવસ આ કાગળ આવ્યો ત્યારે ખુશી થઇને મેં છોકરાઓને સ્કુલમાં સાકર અપાવી હતી અને ગરીબોને મીઠાઇ વ્હેંચી હતી. કારણ કે મારો વર બહાદુરી બતાવે એ મારૂં ભાગ્ય કેટલું બધું મોટું ? અને એવા વરને વરવા માટે મારે પ્રભુનો કેટલો બધો ઉપકાર માનવો જોઇએ ! બ્હેન ! મેં મારા વરની જૂદા જૂદા દેખાવની ઘણીએ છબીઓ જોઇ છે. જેમ કે, ઘોડેસ્વારીની છબી, ક્રીકેટ

રમવાની છબી, પાણીમાં તરવાની છબી, લગ્ન વખતના ડ્રેસની છબી, પૂજા વખતની છબી, અંગ્રેજી પોશાકની છબી અને આપણા ચાલુ પોશાકની છબી, એ બધી છબીઓ મારા ઘરમાંજ છે અને મારી નજર આગળ તર્યા કરે છે. પણ હવે તો હું મારા વરની લશ્કરી ડ્રેસની છબી જોવા ઇચ્છું છું અને એ છબી તેઓ મને જલદીથી મોકલે એમ મેં તેમને વીનંતી કરેલી છે.

આ વાત ચાલે છે એટલામાં ત્યાં ડાહીગૌરી આવી પોહોંચ્યાં. તેમણે આમાંની થોડી વાત સાંભળી હતી. તેથી તેણે કહ્યું કે લીલી ! હવે ભારતનું ચક્કર બદલાતું જાય છે. જરા જોતો ખરી કેટલો બધો જલદીથી માણસોની અંદર ફેરફાર થઇ જાય છે એમાં શું કાંઇ ઇશ્વરની કૃપા નથી ? ગુજરાતની વાણીયાણી આવી જાતના વીચારો ધરાવે એ શું સ્વરાજ્ય જલદીથી મળવાની નીશાની નથી ? ખચીત; ખચીત મને તો તારાદેવી જેવી બ્હેનો ગમે છે અને ગુજરાતમાં ઘણી સ્ત્રીઓ એવી થાય એમ હું ઇચ્છું છું. શાન્તી બ્હેનની શાન્તીને પણ ધન્ય છે. ઓહો ! કેવા આનંદની વાતો ! આ વાત પંદર વર્ષ પહેલાં મને કોઇએ કહી હોત તો હું પણ રોઇ પડત અને લડાઇ કરનારાઓને તથા તેમાં જનારાઓને ગાળો દેત. પણ એને બદલે હવે તો હું પાંચાભાઇના દીકરા ચંપકલાલને પણ હમેશાં એવીજ ઉશ્કેરણી કરું છું કે તું કેમ ડાકટરી ખાતામાં જોડાઇને લડાઇમાં જતો નથી ? જ્યારે નામદાર સરકાર પોતાના દુઃખને વખતે આપણી મદદ માંગે છે ત્યારે આપણે તેમની સેવા કરવીજ જોઇએ અને આપણી વફાદારી તથા આપણી લાયકી બતાવવીજ જોઇએ.

એ સાંભળીને લીલીએ કહ્યું કે અરે કાકી ! આ તે કહેવાય શું ? તમે આ શું બોલો છો ? કુટણાં કુટાવતે કુટાવતે વળી આ વાતો ક્યાંથી શીખ્યાં?

ત્યારે ડાહીગૌરીએ કહ્યું કે બ્હેન ! એ દહાડાઓ ગયા ! હવે તો મને નવું જીવન મળ્યું છે. છેલ્લાં પાંચ વર્ષ થયાં મેં મારી જીંદગી બદલી નાંખી છે. મારો જુવાન દીકરો મોહન ગુજરી ગયા પછી હું બહુ અફસોસમાં રહેતી હતી એ વખતે જાત્રામાં એક બંગાલી સાધુની મને ઓળખાણ

થઇ. તેના સત્સંગથી મારી જીંદગી બદલાઈ ગઈ છે હવે હું અગાઉની રોતી સુરત ડાહી નથી અને હવે હું કંઈ પણ ઉંચ હેતુ વીના મંદિરોનાં બારણાં ભાંગનારી બાઇ નથી. પણ હવે તો જીવનરેખા દોરનારી અને દેશને અર્થે જીવનારી બાઇ છું. માટે તું હવે એ મ્હારી આગલી વાતો યાદ કર નહિ. એ વખતની ડાહી તો કયારની મરી ગઇ છે. અને આતો નવા જન્મ વાળી ડાહી છે એમ સમજ.

આમ વાત ચાલતી હતી એટલામાં તારાની મા સવીતા ત્યાં આવી. તેની આંખમાં આંસુ હતાં. પોતાનો જમાઇ લડાઇમાં જાય એ તેને ગમતું ન હોતું. તેને ડાહીગવરીએ કહ્યું કે તારા જ્યારે પોતાના વર માટે દીલગીર થતી નથી અને શાન્તીબાઇ જ્યારે પોતાના દીકરા માટે દીલગીર થતી નથી ત્યારે એ કરતાં તો તમારી સગાઇ જરા દુરની છે! તમે શા માટે આંખમાંથી પાણી પાડીને કોઇના જીવને દુઃખાવો છો? તમારૂં એવું રોવું હવેના વખતમાં કામ આવશે નહિ. હવે તો આપણે નવી જાતનું રોવું શીખવું જોશે. સ્વાર્થનું રોવાય નહિ, નાહીંમતનું રોવાય નહિ, ફકત લાગણીઓને લીધેજ રોવાય નહિ, પણ હવે તો સમજણ પૂર્વક અને હેતુ પૂર્વક રોવું જોશે. હજી તમારા જમાઇ લડાઇમાં ગયા નથી. લડાઇમાં જવાની રજા મળશે કે નહિ તે હજી નક્કી નથી. લડાઇમાં ગયા પછી ત્યાંથી પાછા સુખરુપ નહીજ આવી શકે એવીપણ કાંઇ ખાત્રી નથી. અને તે માટે નટવરલાલના પોતાના શું વીચારો છે, તમારી તારાના શું વીચારો છે, શાન્તીબાઇના શું વીચારો છે અને દેશના આગેવાનોના શું વીચારો છે તે જાણ્યા વીના તમે રોયા કરો એ કાંઇ કામ આવે નહિ. એવા ફોગટના રોવાની કાંઇ અમે કીંમત સમજતાં નથી. માટે તમારે તો તમારી દીકરીનાં વખાણ કરવાં જોઇએ અને તે એવી ધીરજ રાખી શકે છે માટે પ્રભુનો ઉપકાર માનવો જોઇએ. તેને બદલે જે છોકરી હસી રહી છે તેને ઉલટાં રોવરાવવા માટે તમે અહીં આવેલાં છો, તે ડહાપણ તે ક્યાંનું? હીંદને હવે રોતી સુરત સ્ત્રીઓ જોતી નથી અને હીંદના પુત્રોને હવે બીકણ માતાઓ જોતી નથી, બીકણ બૈરીઓ જોતી નથી, બીકણ બ્હેનો જોતી નથી, બીકણ સાસુઓ જોતી નથી, અને બીકણ

કાકી, મામી, માસી, ફૈઈ કે પાડોશણો જોતી નથી, પણ હવે તો પુરૂષોમાં બહાદુરી વધારે એવી સ્ત્રીઓ હીંદને જોઇએ છે.

એ સાંભળીને લલીતાએ કહ્યું કે તમારી એ વાતો ખરી છે પણ કાકી, મને કહો તો ખરાં કે આવા પ્રસંગોએ રોવું આવ્યા વીના કેમ રહે? નટવર જેવો જુવાનીઓ તોપના મોઢાની સામે ચાલ્યો જાય અને રોવું ન આવે એ બનેજ કેમ? અમે તો સ્ત્રીઓ છીએ કે રાક્ષસીઓ છીએ? અમને તો રોવું આવશેજ.

એ સાંભળીને જરા નરમ પડી જઇને ડાહીગૌરીએ કહ્યું કે બ્હેન! સ્ત્રીઓના સ્વભાવ પ્રમાણે અને અંતરની સગાઈ પ્રમાણે રોવું આવે એ બરોબર છે પણ એ તો એક બાજુની વાત થઇ. પણ હવે બીજી બાજુ પણ આપણે જોવી જોઈએ. સાહસ ખેડવાની જરૂર છે કે નહિ એતો જરા જો! બહાદુરીની જગતમાં કંઈ કીંમત છે કે નહિ એતો જરા જો? અત્યારે દેશની સ્થિતિ કેવી છે એ તો જરા જો? ભવીષ્યની પ્રજાને કેવી માતાઓની જરૂર છે એ તો જરા જો! ધર્મ સિદ્ધાંત શું છે એ તો જરા જો? કીર્તિ માટે ગીતા શું કહે છે એ તો જરા જો? પુરૂષોની આગળ વધવા માટે અંતરની ઇચ્છા કેવી હોય છે એ તો જરા જો? અને અત્યારે નવા જમાનાનું ચક્ર ક્યા પ્રકારે અને કેવા વેગમાં ચાલી રહ્યું છે એ તો જરા જો? એક તરફ આ બધી બાબતો મુક અને બીજી તરફ તારા અજ્ઞાનપણાના અને તારા સ્વાર્થના આંસુઓને મૂક, અને પછી જો કે કયું છાબડું નમે છે. જો રોવાનું છાબડું નમતું હોય તો હું પણ તારી સાથે રોવા લાગું. આ સાંભળીને લીલી ચુપ થઇ ગઇ અને વીચારમાં પડી ગઈ. અને સવીતાએ પણ પોતાના આંસુ લોહી નાખ્યાં. એ પછી તે સૌ નટવરલાલનો કાગળ વાંચવામાં રોકાઈ ગયાં.

## હવે અમને હથીયારની જરૂર છે.

સત્યવતી માટુંગામાં પોતાના બંગલામાં વીચાર યુક્ત બેઠી હતી એટલામાં ત્યાં મૃદુલા આવી ચડી. તેણે કહ્યું કે કેમ બ્હેન! શું વીચારમાં છો? ત્યારે સત્યવતીએ કહ્યું કે કાલે અહિં બાજુના બંગલામાં ધાડ પડી હતી, એ ખબર તમે સાંભળ્યા કે નહિ?

ત્યારે મૃદુલાએ કહ્યું કે હા એ ધાડના ખબર મેં છાપામાં વાંચ્યા, તે સારૂજ હું તમને મળવા આવી છું. મારી બાએ એમ કહેવરાવ્યું છે કે હવે તમે જગ્યા બદલી નાંખો. જે ઠેકાણે ધાડ પડવાની બ્હીક લાગે તેવે ઠેકાણે કેમ રહી શકાય? એવું જોખમ આપણે શા માટે ખેડવું જોઇએ? ઇશ્વરે આપણને ઘણી જાતનાં સાધનો આપેલાં છે તેમ છતાં એવા ભયમાં શા માટે રહીએ?

સત્યવતીએ કહ્યું બાના એ વીચારો ઠીક છે પણ મ્હારા રમણીકના વીચારો કંઇ જુદા છે. તે કહેછે કે એમ કંઈ જુ થી ડરીને કપડા ફેંકી દેવાય? ચોર કંઇ રોજ રોજ આવે છે? ચોર આવશે તો જોઈ લઇશું. એ પણ માણસ છે અને આપણે પણ માણસ છીએ. હથીયાર રાખવાનો પરવાનો મેળવવા માટે આજે તેઓએ આપણા ભલા પોલીસ કમીશ્નર સાહેબને અરજી મોકલી છે આમ વાત ચાલે છે એટલામાં બાજુના બંગલાવાળાં ભાનુબ્હેન આવી ચડયાં. તેમણે કહ્યું કે અમે પણ હથીયારો માટે ત્રણ વરસ થયા માંગણી કરીએ છીએ પણ હજી પરવાનો મળતો નથી. જંગલમાં રહેવું અને જનાવરોની તથા ચોરોની બ્હીક અને તેમ છતાં બચાવના સાધન રખાય નહિ, એ આપણી કેવી દશા કહેવાય તેનો જરા ખ્યાલ તો કરો? અમારા રાવસાહેબ જ્યારે કલેકટર સાહેબની સાથે સવારીમાં હતા ત્યારે તેમનાં મેડમ સાહેબને મળવા માટે હું વખતો વખત જતી હતી. એક દીવસ મેં જોયું કે મીસીસ ફીલીપ પોતાના ત્રણ દીકરાઓ સાથે બેઠી હતી અને બંદુક કેમ વાપરવી તે વાત પોતાના છોકરાઓને સમજાવતી હતી. અને નદી કીનારે જઇ નીશાન બાજી શીખવતી હતી, અને પોતે પણ નીશાન માંડતી હતી. એ પછી તેના મોટા છોકરાએ બંદુક ખોલી નાંખી અને તેની અંદરની રચના પોતાના નાના ભાઇઓને સમજાવી. કારતુસો ક્યાં રહે છે, ચાંપ દાબવાથી ઘોડો કેમ પડે છે, ખાલી નળી પાસે બીજું કારતુસ કેવી રીતે આવી જાયછે વીગેરે હકીકત સમજાવી. એ વખતે મેડમ ફીલીપે કહ્યું કે બેટા એડી! તારે કોઇ નવી જાતની બંદુક શોધી કાઢવી જોઇએ. મને લાગે છે કે તું એ કામ કરી શકીશ. તારૂં મગજ યંત્ર કળા માટે બહુ લાયક છે. તું હમણાંથીજ આટલું બધું કામ

કરી શકે છે ત્યારે આગળ જતાં તું નવી જાતની બંદુક શોધી કાઢે તો તેમાં કાંઈ નવાઇ નથી!

બ્હેન! આ પ્રમાણે જ્યારે મેડમ ફીલીપ પોતાનાં બચ્ચાંઓને સમજાવતાં હતાં ત્યારે મ્હારો ગીરધરલાલ પણ સાથે હતો. તેણે મને કહ્યું કે માજી મને બંદુક અપાવોની! એડી, જોન અને વીલી જેમ બંદુકો ફોડે છે તેમ મને પણ બંદુક ફોડવી બહુ ગમે છે. મારા બાપુજીને કહોને કે મારે માટે બંદુક મંગાવે. મ્હારા ગીરધરની એ વાત સાંભળીને મને બહુ લાગી આવ્યું કારણ કે આપણી કમનસીબી મારી નજર આગળ ખડી થઇ. બહાદુરી બતાવવાનાં સાધન આપણે આપણાં બાળકોને આપી શકીએ નહિ એ કરતાં વધારે કમનસીબી બીજી કઈ? જગતના ઇતિહાસમાં કોઈ પણ આખા દેશની પ્રજા હથીયાર વિનાની તમે જોઇ છે કે સાંભળી છે? હથીયાર એ પુરૂષોનો પુરૂષાર્થ વધારવાનું સાધન છે. હથીયાર એ હીંમતનો દરવાજો છે. હથીયારમાં દેવતાઇ બળ છે. હથીયાર એ એકલા માણસને સો માણસ જેટલું બળ આપનાર છે. હથીયારમાં મરદાઇ છે, હથીયારમાં આબરૂ છે, અને હથીયારમાં ઘણી જાતની સલામતી છે. માટે હથીયાર એ બહુ મોટી વસ્તુ છે, બહુ અગત્યની વસ્તુ છે અને અવશ્ય મેળવવા લાયક વસ્તુ છે. એવા જરૂરના હથીયારો પણ આપણે આપણા બાળકોને આપી શકીએ નહિ એ કરતાં વધારે ખરાબી બીજી કઇ?

એ સાંભળીને મૃદુલાએ કહ્યું કે હું તો એમ જાણતી હતી કે હથીયાર નથી એ સારૂં છે. હથીયાર હોય તો છોકરાંઓ અટકચાળાં કરે ને એમાંથી કોઇને કાંઇ વાગી જાય. પણ તમારી આ વાત સાંભળ્યા પછી મારા વિચારો ફરી ગયા છે. લોકો હથીયાર માંગવાની બુમો પાડે છે પણ તેનાં કારણો હું સમજી શકતી નહિ. આજે તમે બહુ સારો ખુલાસો કર્યો છે.

સત્યવતીએ કહ્યું કે જો આપણી પાંસે હથીયાર હોય તો આપણામાં કેટલુ બધું બળ રહે? આપણાં છોકરાં નમાલાં બને છે તેનું મુખ્ય કારણ એ છે કે આપણી પાસે હથીયાર નથી. જુઓને કાલના બાજુના બંગલાની ધાડનો દાખલો! એ વખતે જો એ બંગલાવાળા પાસે હથીયાર હોત તો ચોર લોકો એટલી સહેલાઇથી લુટી જઇ શકત ખરા કે! અંદરથી

ખાલી ખાલી બંદુકના અવાજ કર્યા હોત તો પણ અંધારાના કંઈક ડરમાં આવતાં ચોરને વીચાર થઇ પડત. કાલની ચોરીથી મારો બાલુ બ્હી ગયો છે અને તે કહે છે કે મા ! હવે આપણે ગામમાં રહેવા જતા રહીએ. તે એમ કહે તેમાં કંઈ નવાઈ છે ? કારણકે મારા માસીબાએ કહ્યું કે હવે અહીં રહીએ તો કોઇ દહાડો જીવનું જોખમ થાય માટે ગામમાં જતાં રહીએ. માસીની આ વાત બાલુએ પકડી લીધી કારણકે ઘરમાં એવાં સાધનો નહિ એટલે છોકરો એવો ઢીલો રહી ગયો. પણ જો ઘરમાં હથીયાર હોત અને પહેલેથીજ—નાનપણુથીજ તેને એમ શીખવવામાં આવ્યું હોત કે ચોરનો ભાર શું છે કે આપણુને પોહોંચી શકે ? આપણી રીવોલ્વર તેને દૂરનો દૂર રાખશે, આપણી રીવોલ્વર તેને પોલીસને સ્વાધીન કરશે અને આપણી રીવોલ્વર તેને તેના કર્તુકનો સ્વાદ ચખાડશે. આવી મજબુતી જો તેના મનમાં હોત તો તે બ્હીને ગામમાં ભાગી જવાનું કહેત કે ? બ્હેન ! હું આજે જે વીચારમાં હતી તે એજ કે મ્હારો છોકરો આવો બ્હીકણુ થાય તે મ્હને કેમ પાલવે ? આજના વખતમાં જેના છોકરાંઓ બ્હીકણુ રહેશે તેની માતાઓ ગાળો ખાશે અને તેની ઉપર ખરાબ શાપ ઉતરશે. હવેના જમાનામાં પોતાના બાળકોને બીકણુ રખાયજ કેમ ? હવે જ્યારે જાગતો જમાનો આવતો જાય છે, હવે જ્યારે બહાર પડવાનો વખત આવતો જાય છે, હવે જ્યારે કામ કરવાનો વખત આવતો જાય છે અને હવે જ્યારે વફાદારીનો તથા સ્વરાજ્યને વખત આવતો જાય છે ત્યારે આપણાં બાળકો બીકણુ રહે તે કેમ પાલવે ? હવે તો જેનાં છોકરાંઓ બહાદુર હશે તેનાં વખાણુ થશે, હવે તો જેનાં છોકરાંઓ હીમત રાખી શકે, સાહસ ખેડી શકે, તેની માતાઓ કીર્તિ મેળવશે, હવે તો જે પોતાના બાળકોમાં નવું જીવન રેડશે અને પોતાનાં બાળકોને સાહસીક બનાવશે તે માબાપો દેશના કલ્યાણુકારક ગણાશે અને જે માબાપો પોતાનાં બાળકોને દેશનાં ભલા માટે પોતાના સ્વાર્થનો ભોગ આપવાનું શીખવશે તે માબાપોની કીર્તી અમર રહેશે.

---

# થોડીજ બાકી છે

## ભગિનીસમાજ પત્રિકામાળા *

## જલ્દી મંગાવો–પછી મળશે નહિં.

| નામ. | લેખક | કિંમત |
|---|---|---|
| શરીર અને ગૃહ શૃંગાર... | સૌ. શારદા મહેતા, બી. એ. | ૦–૩–૦ |
| સ્ત્રીઓ અને જાહેર જીવન... | રા. કેશવ પ્રસાદ દેસાઇ, બી. એ. | ૦–૧–૦ |
| સ્ત્રીઓના સમય અને સાધનનો ઉપયોગ... | રા. પી. કે. દેસાઈ, બી. એ. | ૦–૧–૦ |
| સેવા ભગિની નીવેદીતા... | રા. સાકરલાલ દવે. બી. એ. | ૦–૧–૦ |
| વાર્ષિક સંમેલનનાં ભાષણો... | સૌ. શારદા મહેતા, તથા મિસિસ જહાંગીર પીટીટ | ૦–૧–૦ |

---

| | | |
|---|---|---|
| સ્ત્રીઓ અને સમાજસેવા... | રા. ભોગેન્દ્રરાવ દીવેટીયા, બી. એ. (વાર્તારૂપે પુસ્તક) | ૦–૬–૦ |

**છૂટક પુસ્તકો** તેમજ **પત્રિકામાળા** નીચલે ઠેકાણેથી મળશે.

**મળવાનાં ઠેકાણાં—**

(૧) મુંબઈ વૈભવ છાપખાનું સૅંડહર્સ્ટ રોડ, ગિરગામ–મુંબઇ.

(૨) સ્વદેશી કોઓપરેટીવ સ્ટોર્સ ટાઇમ્સ બીલ્ડીંગ, કોટ, મુંબઈ.

(૩) બ્લૅવૅટ્સ્કી લૉજ, થીઓસોફીકલ સોસાઇટી, કોટ, મુંબઇ.

તથા જાણીતા બુક સેલરોને ત્યાંથી મળશે.

સામટાં (૫૦ થી વધારે) પુસ્તકો અગર પત્રિકામાળા માટે ભગિની સમાજના સેક્રેટરીને લખી જણાવવાથી ખાસ સગવડ કરી આપવામાં આવશે.

ઠેઃ—ગિરગામ, **મુંબઇ.**

---

* આ સિવાયની પત્રિકાઓ ખલાસ થઇ છે એટલે મંગાવવા તસ્દી લેવી નહિં.

# નવીન પત્રિકા તૈયાર છે.

| નં. | નામ. | લેખક | કિંમત |
|---|---|---|---|
| ૨૧. | ખગોળ વિજ્ઞાન... | રા. કે. એન. જોશી, બી. એ....... | ૦-૧- |
| ૨૨. | સ્ત્રીઓએ શું વાંચવું અને કેવીરીતે વાંચવું ? | સૌ. વિદ્યાગૌરી, બી એ ... | ૦-૧- |
| ૨૩-૨૪. | સ્ત્રીઓની નવાયુગની વાતો... | રા. અમૃતલાલ પઢીયાર. | ૦-૨- |
| ૨૫ ૨૬. | નવીન પાકશાસ્ત્ર... | ,, ,, ,, | ૦-૨- |
| ૨૭. | સ્ત્રીઓની નવાયુગની વાતો... | ,, ,, ,, | ૦-૧-૦ |
| ૨૮. | મિસિસ એની બેસંટ... | રા. માવજી ગોવિંદજી શેઠ. ... | ૦-૧-૦ |
| ૨૯-૩૦. | મહાત્મા મોહનદાસ કે. ગાંધી...( તૈયાર થાય છે ) ... | | ૦-૨-૦ |

### પુસ્તકમાળા—

નં ૧ સ્ત્રીઓ અને સમાજ સેવા...રા. બી. આર. દીવેટીયા. ૦-૪-૦

નં. ૨. સ્ત્રીઓની નવાયુગની વાતો...( પુસ્તક રૂપે ) રા. પઢીયાર. ૦-૩ ૦

## પત્રિકામાળા સામટી મંગાવનારને ખાસ લાભ.

મિત્રમંડળમાં, સંસ્થાઓમાં, શાળાઓમાં અગર પુસ્તકાલયોમાં વ્હેંચાવવા માટે પત્રિકાની અગર પુસ્તકની ૫૦, અગર તેથી વધારે નકલ એકી વખતે સામટી ખરીદનારને નીચે જણાવેલી કિંમતે મળશે

**પત્રિકાની નકલ** ૫૦ ના રૂ. ૨ાા. ૧૦૦ ના રૂ. ૪. ૨૦૦ ના રૂ. ૭. ૫૦૦ ના રૂ. ૧૭. પોસ્ટેજ અને પેકીંગ જુદું.

---

Printed by C. S. Deole at the Bombay Vaibhav Press, Servants of India Society's Building Sandhurst Road, Girgaum, Bombay.

Published by K. J. Chitalia, Secretary Bhagini Samaj, Sandhurst Road, Girgaum, Bombay.